શ્રી

॥ यतोधर्मस्ततोजय ॥

# પતિવ્રતા-પ્રભાવ.

પ્રથમ ખંડ. કીચક-વધ.

લેખક તથા પ્રકાશક,

નરસિંગદાસ ભાણજીભાઇ બ્રહ્મભટ્ટ.

( બ્લૅંકેટસ્ એન્ડ પ્રોડક્ષ્સ્ મરચન્ટ )

રહેવાસી-કુતિઆણા ( કાઠીઆવાડ )

હાલ નિવાસ=કાગરેટી. પો. કીકુયુ (કેનીઆ કૉલોની)

બ્રી. ઇ. આફ્રિકા.

---

સોલએજન્ટઃ- { લલ્લુભાઇ છગનલાલ દેસાઈ.
વ્યવસ્થાપકઃ-"શ્રી ભક્તિ ગ્રન્થમાળા કાર્યાલય.
રીચીરોડ, નં. ૧૧૦-અમદાવાદ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૫૦૦.

સંવત ૧૯૭૯. સને ૧૯૨૩.

( કન્યાઓને વિના મુલ્યે ભેટ. )

મૂલ્ય ૦-૨-૦

## સ્નેહીને—અર્પણ.

જે સ્નેહી છે મમ હૃદયનાં, નિજ હૃદયમાં બિરાજતા,
સ્નેહે સમર્પણ તેહને, જે સ્નેહથી સ્વિકારતા.
ભોગી ભ્રમર છોડે નહીં, ગૂલાબને કંટક ડરે;
સ્નેહી જનોના સ્નેહમાં, નિજદેહ પણ અર્પણ કરે.

સ્નેહીના—સ્નેહાધિન.

નરસિંગદાસ.

# પ્રસ્તાવના.

॥ श्रीकृष्णस्तु भगवान स्वयम् ॥

પ્રસ્તુત લેખનો વિષય આર્ય સંસારમાં સુપ્રસિદ્ધ હોવાથી તે વિષે વધારે વિવેચનની આવશ્યક્તા નથી. પરંતુ આટલું જણાવવું જરૂરનું છે કે, આજકાલ પ્રેમ પ્રાધાન્ય કલ્પિત નવલકથાઓનું વાંચન દિવસે દિવસે અધિક પ્રમાણમાં વધતું જાય છે. આવું વાંચન સમયને નષ્ટ કરવા ઉપરાંત મગજને ભ્રમિત કરે છે, પરંતુ તેને સ્થાને પૌરાણિક શિક્ષાપ્રદ કથાઓ લખાય-વંચાય તો, સાધારણ જનસમાજને ઉપદેશ મળે, અને ચારિત્ર સુધારવામાં જરૂર માર્ગ દર્શક થાય, એ હેતુથી આ લેખ લખવાનો પ્રયત્ન કર્યો છે. જેથી એક પણ વ્યક્તિ, જો આ લેખથી સદ્‌ઉપદેશ ગ્રહણ કરશે તો આ લેખક પોતાને કૃતાર્થ થયો સમજશે.

આ પુસ્તક લખવામાં " મહાભારત " ઉપરાંત બંગાલી ભાષામાં લખાયેલ " પાપેર-પરિણામ " નામક પુસ્તક અસ્તવ્યસ્ત સ્થિતીમાં મારા વાંચવામાં આવ્યું છે, જેનાં ઉપરનાં પુંઠાનો નાશ થઇ ગયેલ હોવાથી તેના લેખકનું નામ આપી શકાયું નથી.

મારા જે જે મિત્રોએ મારો ઉત્સાહ વધારી પ્રસ્તુત પુસ્તકની નકલો છપામણી ખરચમાં હિસ્સો આપી કન્યા-

ઓને વિના મુલ્યે આપવા માટે ખરીદ કરી પોતાના દ્રવ્યનો સદ્‌વ્યય કર્યો છે. તે તે સજ્જનોનાં નામ નિચે દર્શાવ્યાં છે.

૧ રા. રા. ત્રંબકલાલભાઈ બી. આચાર્ય-રહેવાસી ૨૦૦
ચુડા ( કાઠીઆવાડ ) હાલ સ્ટેશન માસ્તર
કીકુયુ ( યુગાન્ડા-રેલવે ) બ્રી. ઇ. આફ્રિકા

૨ રા. શુકલ જાદવજી અમરેશ્વરની કું. રહેવાસી રાજકોટ ૨૦૦
કન્યાશાળા પાસે હસ્તે હરીશંકરભાઈ હાલ
કીકુયુ-જનરલ મરચન્ટ

૩ રા. રા. કામેશ્વરભાઇ જુઠાલાલ માખીઆળા- ૨૦૦
સૌરાષ્ટ્ર નિવાસી હાલ અપલેન જનરલ
પ્રોડયુસ્ મરચન્ટ.

૪ રા. રા. ઠક્કર. ખેરાજ દેવજી રહેવાસી મેખાટીંબી ૧૫૦
( ગોંડળ-સ્ટેટ ) હસ્તે રતનસી ખેરાજ-
નૈરોબી.

૫ રા. રા. ઠક્કર. ધરમશીભાઈ કાળા રહેવાસી બીલખા ૧૦૦
(કાઠીઆવાડ) હાલ-લીમરૂએન્ડ ઇસ્કાર્પમેન
મરચન્ટ.

૬ પટેલ. ગોરધનભાઇ ભલાભાઇ હસ્તે ત્રીભોવન ગોર- ૧૦૦
ધનભાઈ કીકુયુ-મરચન્ટ.

૭ રા. ઠક્કર. લાલજી ગોરધનદાસ રહેવાસી રાણુવાવ ૧૦૦
( કાઠીઆવાડ ) ઉછરતા-લેખક મુ. કબેટે
( બ્રી. ઇ. આફ્રિકા. )

ઉપર સિવાયના બીજા પણ મારા કેટલાક મિત્રોની આ પુસ્તક ખરીદવાની ઇચ્છા હતી, પરંતુ મારા તરફથી એક મહાન્ પતિવ્રતાનું સવિસ્તર જીવન વૃત્તાંત "પતિવ્રતા પ્રભાવ" ના દ્વિતિય ખંડ તરીકે પ્રસિદ્ધ થવાનું હોવાથી તેનો લાભ તેઓને આપવો એમ ધારી ઉપરના લીષ્ટમાં સમાવેશ કરવાનું મોકુફ રાખ્યું છે, તો આશા છે કે થોડા સમય શોભાવવા માટે દરગુજર્ર કરશે. અંતમાં " દ્રૌપદી પટવર્ધક-સદાસહાયક " શ્રીકૃષ્ણ પરમાત્માની વંદના સાથે વિરમું છું.

### ત્રિભંગી-છંદ.

જય જય નંદલાલં, મદનગુપાલં, જન પ્રતિપાલં સૂખકરં;
જયસરસિજ નયનં, કરૂણાઅયનં, લાજત મયનં, રૂપભરં;
શોભિત વનમાલં, બાહુવિશાલં, તીલકભાલં, ઉર્ધધરં;
સરસીરૂહઆનન, ઉડુપસમાનન, સુખમાકાનન, દુ:ખહરં.
દ્રૌપદી પટવર્દ્ધન, ધરણગોવર્દ્ધન, જનસુખવર્દ્ધન, જગદીશા;
રાધા ઉરમાલં, નયનવિશાલં, અરિઉરશાલં, વાગીશા.
જયજયસુખકંદં, હરદુખદ્વંદં, ભવભયફંદં, શિઘ્રહરો;
જગઆતપચંદન, જયજગવંદન, વ્રજપતિનંદન, અભયકરો.
મઘવામદખંડન, શ્રુતિપથમંડન, દુષ્ટવિદંડન, શ્રીસ્વામી;
નરસિંગ તવશરણં, ધરશિરચરણં, નિલઘનવરણં, બહુનામી.

## દોહરા.

નટઝટ રટ ખટપટ તજી, ઘટઘટ અઘટ વિચાર,
રટરટ બટ બાલક સદા ષટ્ભટલટ કરધાર.
સંગઅનંગ અભંગ જે, રંગજંગ ચકચુર;
ગતિ રતિપતિ અતિ અટપટી, જતિસતિમતિ કરધૂર.
દામ નામ ઘનશ્યામ લે, દમશમકર કરવાલ;
સઘ સઁહારો ભવરીપુ, જકડો જમ જગ કાલ.
નટબર નગધર જગતધર, કરધર લકુટિ લલામ;
ધરધર અધર બંસી સુભગ, કરહુઁ કૃપા સોહિશ્યામ.
નિધીમુની ચક્રીવિધુ, શિત ફાલ્ગુન શુભમાસ;
ચંદ્રાત્મજ પંચમિ દિને, લિખ્યો સુ નરસિંગદાસ.

ડાગરેટી (બ્રી. ઈ. આફ્રિકા.)
તા. ૨૧-૨-૨૩
બુધવાર.

લે. નરસિંગદાસ ભાણજીભાઈ
બ્રહ્મભટ્ટ. રહેવાસી-કુતિઆણા
(કાઠીઆવાડ.)



# पतिव्रता प्रभाव.

## પ્રથમ ખંડ.

### કીચક વધ.

### પ્રથમ પરિચ્છેદ.

પાંડુનંદન ધર્મરાજ યુધિષ્ટરાદિઓ, પોતાના કાકાના પુત્રો દુષ્ટ દુઃશાસનાદિના કપટાચરણથી દુખી થઈ, તેઓના વાક્‌પાશમાં ફસાઇ, મહાન્ મહાન્ સંકટો સાથે બાથ ભીડી, વનવાસનાં બાર વર્ષ વ્યતિત કર્યાં છે. અને હવે એક વર્ષ અજ્ઞાતવાસ ભોગવવાની તૈયારી કરી રહ્યા છે. તે સમયે જ્યારે પોતાના સર્વ સામાનની વ્યવસ્થા થઈ ગઇ, ત્યારે પોતાની સાથે વસનારા બ્રાહ્મણો પાસે પ્રસ્થાનની આજ્ઞા માગી. અને બન્ને હાથ જોડી સવિનય કહેવા લાગ્યા.

હે મુનિવરો! અમોયે, સત્યરક્ષાને માટે, બાર વર્ષ વનવાસનું અતિ કષ્ટ વેઠયું, અને હવે અજ્ઞાતવાસ વેઠવાનું એક વર્ષ આવી ચુકયું છે, જેને માટે ઘણાજ વિચારપૂર્વક વ્યવસ્થા થવાની જરૂર છે. કારણ કદાચ પાપાત્મા દુઃશાસ-

નાહિ કૌરવોને અમારો પત્તો લાગી જાય તો, અમારી પ્રતિજ્ઞાનુસાર ફરીથી વનવાસ વેઠવો પડે. કૌરવો અમારાથી અતિશય શત્રુતા રાખે છે, અને અમારા પ્રત્યેના વેરની જડ ઘણીજ મજબુત થઇ ગઇ છે. જેથી અમારી શોધ કરવામાં તેઓ તનતોડ પ્રયત્ન આદરશે તેમાં સ્હેજ પણ સંદેહ નથી. આ પ્રમાણે બોલતાં ધર્મરાજનાં નેત્રો અશ્રુ પુરિત થઇ ગયાં. અને મનોગત કહેવા લાગ્યા કે, અરેરે ! હેપ્રભુ ! અમો અમારૂં ગયેલું રાજ્ય પાછું કયારે મેળવશું, અને આવા મહાનુભાવોનું આદરાતિથ્ય કરવા કયારે ભાગ્યશાળી થઈશું. એ પ્રમાણે બોલી બ્રાહ્મણો પાસે અંતિમ વિદાય માગી. બ્રાહ્મણોએ, અનેક પ્રકારથી ધર્માત્મા યુધિષ્ટરને સમજાવી તથા આશ્વાસન આપી શાન્ત કર્યા. અને આશિર્વાદ આપી વિદાય થવા આજ્ઞા આપી.

ત્યાંથી પાંડવો, પુરોહિત ધૌમ્ય ગુરૂ સાથે એક નિર્જન સ્થાનમાં આવી પહોંચ્યા અને અરસપરસમાં સલાહ કરવા લાગ્યા.

યુધિષ્ટર બોલ્યા કે, હે બંધુઓ ! આપણે એક સુંદર, સુરક્ષિત અને ગુપ્ત સ્થાનની શોધ કરવી જોઇએ, કે જે સ્થળમાં આપણે સ્વતંત્રતાપૂર્વક, નિર્વિઘ્નપણે રહી શકીયે, અને આપણા શત્રુઓને આપણી ખબર પડે નહીં.

અર્જુન બોલ્યા કે, હે ધર્મમૂર્તિ વડીલ બન્ધુ ! કુરૂક્ષેત્રની ચારો તરફ. પાંચાલ, ચેદિ, મત્સ્ય આદિ કેટલાંક

એવાં રાજ્યો છે કે, ત્યાંના નૃપતિઓ આપણા હિતચિંતકો છે. તેમજ આપણાથી બન્ધુ ભાવ રાખે છે, તેઓમાંથી કોઈ પણ એક રાજ્યમાં આપણે ગુપ્તભાવથી રહી શકીશું.

યુધિષ્ટર મહારાજ અર્જુનના શબ્દો ઉપર વિચાર કરી ફરીથી કહેવા લાગ્યા ભાઇઓ! અર્જુનનું કહેવું વાસ્તવિક છે, અને તે સર્વેમાંથી મને, મત્સ્ય દેશ સારો જણાય છે. તેમજ મને પ્રિય પણ વિશેષ છે. વળી આપણા પિતા પણ વિરાટ્ રાજાના પરમમિત્ર હતા. જેથી વિરાટ નરેશ, સતત્ પાંડવોનું હિત ચિંતવ્યા કરે છે. વળી તે વૃદ્ધ, ધર્માત્મા અને દાની છે, માટે તેને ત્યાં આપણે દરેકજણ, યોગ્ય કામોમાં લાગી જઈ, નિશ્ચયપૂર્વક, નિડરપણે એક વર્ષ પસાર કરી શકીશું.

આટલો નિર્ણય થઈ ગયા બાદ-ધર્મરાજાને ઉદ્દેશીને, અર્જુન અતિ દિનતાપૂર્વક બોલ્યા કે, હા નાથ! હે વડીલ બન્ધુ. આપ અતિ સુકુમાર છો, આપનું લાલન પાલન ઘણાજ પ્રેમપૂર્વક થયેલું છે. વળી આપે સ્વતંત્ર, સર્વોપરી રાજ્યતંત્ર ચલાવેલું છે. જેથી હવે બીજાના આધિનમાં રહી, આપની જીંદગી કેવા પ્રકારે વ્યતિત કરી શકશો?

યુધિષ્ટરે કહ્યું કે, ભાઈ! ગભરાઓ નહીં, મેં જે કાર્ય કરવાનો નિશ્ચય કરેલો છે તે સાંભળો હું મારૂં નામ. 'કંક' રાખીશ અને હાથમાં ચોપાટ-સોગઠાં અને સોનેરી પાસા

રાખી જુગારી બ્રાહ્મણને વેષે. વૈરાટ નરેશને તેનો સભાસદ બનાવવા પ્રાર્થના કરીશ, કદાચ તે મારૂં વિશેષ વૃતાંત પુછશે તો જણાવીશ કે, હું પ્રથમ પાંડુ પુત્ર રાજા યુધિષ્ટરનો પ્રિયમિત્ર હતો. અને હવે કર્મ વશાત્ આશ્રય શોધતો ફેરૂં છું. હું મારા કાર્યથી કોઇને પણ કષ્ટ આપ્યા વિના, આપ વિરાટ નૃપાલનું મન પ્રસન્ન કરી શકીશ. કહો ભીમસેન! તમો કયા કાર્યથી સમય વિતાવશો?

ભીમે કહ્યું–હે ધર્મરાજ! મારી ઇચ્છા છે કે, મારે વિરાટને ત્યાં રસોઇયા તરીકે પ્રસિદ્ધ થવું તથા મારૂં નામ "વલ્લભ" ધારણ કરવું. મને ખાત્રી છે કે, પાકશાસ્ત્રમાં હું વિશેષ પ્રવીણ છઊં. જેથી વિરાટના જેટલા રસોઇયા છે તે તમામથી ઉત્તમ પ્રકારની સ્વાદિષ્ટ રસોઇ બનાવી રાજાને પ્રસન્ન કરી શકીશ. વળી મલ્લ યુદ્ધનો પ્રસંગ પ્રાપ્ત થતાં, અખાડામાં જઇ મારા બાહુબળનો પરિચય કરાવીશ, ત્યારે વીર પુરૂષો મારૂં સન્માન કરશે, તેમાં કાંઇ સંદેહ નથી અને વિશેષ પુછવાથી તુર્તમાં તો હું પણ એજ કહીશ કે, હું મહારાજા યુધિષ્ટરનો રસોઇયો તથા પહેલવાન છઊં. હે બંધુ! તે મૂજબ કાંઈ પણ અડચણ શિવાય હું મારો સમય વિતાવીશ.

ત્યારે યુધિષ્ટર–અર્જુન પ્રતિદ્રષ્ટિ કરી બોલ્યા કે, જે વીર અગ્નિસમાન તેજસ્વી છે. જેની ભુજાઓપર ધનુષની દોરીનાં ચિન્હ અંકિત છે. તેવો મહાબાહુ અજીત યોદ્ધો અર્જુન કેવે પ્રકારે ગુપ્તવેશ ધારણ કરી શકશે. ધર્મરાજનાં

વચનો શ્રવણ કરી, ધનંજય અર્જુને ઉત્તર આપ્યો કે, હે મહાભાગ! ધર્મરાજ! આપનું કથન યોગ્યજ છે કે, ધનુષની પ્રત્યંચાના ચિહ્નવાળી મારી ભુજાઓ, અને યુદ્ધાભિમાનથી ભરપુર કસાયેલ દૃઢ શરીરને ગુપ્ત રાખવું, એ મારે માટે સહજ નથી. જેથી મેં ઘણાક વિચાર પૂર્વક નિશ્ચય કર્યો છે કે, મસ્તક ઉપર વેણી ધારણકરી, કાનમાં કુંડલ પહેરી, બાજુબંધથી મારી બાંહોનાં ચિહ્ન દબાવી, વ્યંઢળ નર્તક તરીકે, "બ્રહન્નલા" નામ ધારણ કરી પ્રસિદ્ધ થવું. પૂર્વે જ્યારે હું ઇંદ્રલોકમાં હતો, ત્યારે મેં ગાવા, બજાવવા, અને નૃત્યકળા આદિનું સારી રીતે શિક્ષણ મેળવેલું છે. જેથી હું રાજકુટુંબની રમણિઓને મારી કળાનો અભ્યાસ કરાવીશ. તો તે જરૂર મારો આદર કરશે. તેમજ પુછવાથી હું પણ કહીશ કે, યુદ્ધિષ્ટર મહારાજને ત્યાં દ્રૌપદીની સેવામાં રહી મેં મારી વિદ્યામાં વૃદ્ધિ કરેલી છે. હે મહારાજ! આ પ્રકારે રાખમાં દબાયેલ અગ્નિની માફક, અમો પણ વિરાટરાજને ત્યાં સુખથી નિર્વાહ કરીશું.

હવે નકુલને ઉદ્દેશીને ધર્મરાજ બોલ્યા કે–કહો! નકુલ! તમારી અવસ્થા સુખ ભોગવવા યોગ્ય છે, તેમ તમારૂં શરીર પણ અતિ સુકુમાર છે. જેથી તમોયે કેવે પ્રકારે સમય વિતાવવાનો વિચાર રાખ્યો છે તે જણાવો.

મહાત્મા ધર્મરાજનાં વચનો સાંભળી નકુલ બોલ્યા કે–મહારાજ! મને અશ્વ ઉપર અતિશય પ્રીતિ છે, તે આપથી અજ્ઞાતનથી વળી ઘોડાઓને ફેરવવા, કુદાવવા–નચાવવા

ઇત્યાદિ કાર્ય હું સારી રીતે જાણું છું. શિવાય શાલીહોત્ર ( ઘોડાઓની દવા દારૂ વિગેરે )નો અભ્યાસ પણ મેં કરેલો છે. જેથી હું રસાલાના અધિકારી તરીકે ગોઠવાઇ જઇશ, અને પુછવાથી જણાવીશ કે, હું મહારાજા યુધિષ્ટરની, અશ્વ શાળાનો મુખ્ય અધિકારી હતો. અને મારૂં નામ "ગ્રન્થિક" જણાવીશ, અને તે કાય મને પસંદ હોવાથી, તે દ્વારાજ રાજાને પ્રસન્ન કરીશ.

ત્યારબાદ સહદેવને પુછતાં, તેમણે જણાવ્યું કે-હે ધર્મ-બન્ધુ ! આપ જ્યારે મને ગાયોની તપાસ માટે મોકલતા, ત્યારે મેં ગાયો દોહવાનું, તેનું પાલન કરવાનું, તેમજ શુભાશુભ લક્ષણો જાણવાનું અને તેમની વૃદ્ધિ થવાનું જ્ઞાન સંપાદન કર્યું છે.- એટલે મારે માટે આપ નિશ્ચિંત રહો. હું વિરાટનરેશની ગાયો પાળવાનું કાય કરા, તેમની પ્રીતિ સંપાદન કરીશ. અને મારૂં નામ "તંત્રીપાલ" રાખીશ.

અંતમાં દુઃખથી વિહ્વળ થઈ, ધર્મરાજ કહેવા લાગ્યા કે,-ભાઇઓ ! આપણે દ્રૌપદીનું પ્રાણથી પણ વિશેષ પાલન, પોષણ અને સનમાન કર્યું. છે. તેમજ દ્રૌપદી આપણુ સર્વને પ્રાણથી અધિક પ્રિય છે. તેને આપણે અન્યની સેવા કરતી કેવી રીતે જોઇ શકીશું ? આજ પયત જેની સેવા બીજાઓએ કરેલી છે, તેમજ સિંગાર શિવાય બીજું કાંઇ પણ કાર્ય જેમણે પોતાના સુકોમલ હસ્તથી કરેલું નથી, એવી પ્રિયત્તમા-પાંચાલી શું કાર્ય કરી શકશે ?

ધર્મરાજનાં વચનો સાંભળી સર્વ ભાઈઓ શાન્ત થઇ

રહ્યા. ત્યારે દ્રૌપદીજી બોલ્યાં, કે મહારાજ! વાળ ઓળાવવા, મહાવર લગાવવું, તથા અનેક પ્રકારના સુશોભિત સિંગાર ધરાવવા ઇત્યાદિ કાર્ય હું કુશળતા પૂર્વક કરી જાણું છઊં. અને આવાં કાર્યો માટે અમીરોને ત્યાં સ્ત્રીઓ નોકર રહે છે. એ બાબત આપથી અજ્ઞાત નથી. એટલે હું પણ કહીશ કે, હું દ્રૌપદીની દાસી હતી, મારૂં નામ "સૈરન્ધ્રી" છે. રાજકુટુંબની સુન્દરીઓનાં માથાં મોઢાંનું કાર્ય કરી જાણું છું. વિગેરે સમજાવીને રાણી સુદેષ્ણાની નોકરીમાં રહી જઇશ. આવાં પ્રકારનાં કાર્યો વિશેષ ભાગે અનાથ અથવા સાધ્વી સ્ત્રીઓ કરે છે. જેથા આવાં કાર્ય કરવાં તે મારા જેવી સ્ત્રીઓ માટે અનુચિત નહીં કહેવાય. તેમજ મને પણ નિશ્ચય છે કે, રાણી મારો જરૂર સત્કાર કરશે, માટે આપ મારા માટે નિશ્ચિંત રહો.

યુધિષ્ઠર બોલ્યા કે, હે સાધ્વી! આપે કાર્ય તો ઉત્તમ શોધ્યું છે. પરંતુ રાજભવન વિપદનું ઉત્પતિ સ્થાન હોય છે. અને તેમાં પણ તમારા જેવી તરૂણ અને સૌન્દર્યવાન બાળાઓને તો વિશેષ આપત્તિ ઉત્પાદક છે. માટે સાવધાન રહેવું કે કોઇ તમારૂં અપમાન ન કરે.

ત્યારબાદ સર્વેને ઉદ્દેશીને કહેવા લાગ્યા કે, ભાઈઓ! આપણે અજ્ઞાતવાસ કેમ વિતાવવો, તથા કયાં કાર્યો કરવાં, તેનો નિર્ણય થઈ ગયો, માટે હવે ગુરૂ ધૌમ્ય, આપણા સેવકો, દ્રૌપદીની દાસીઓ વિગેરે એ, દ્રૌપદરાજને ત્યાં જઇ રહેવું અને આપણો પ્રસિદ્ધ થવાનો સમય આવે ત્યાં સુધી

ત્યાંજ નિવાસ કરી કાળ વિતાડવો. અને ઇંદ્રસેન આદિ સા-રથીઓ, ખાલી રથોને લઈ તુર્તજ દ્વારકાં ચાલ્યા જાય, અને ત્યાં રહી તેની રક્ષા કરે, તેમજ કોઇ પુછે તો તમામે એમજ કહેવું, "પાંડવો અમને દ્વૈત વનમાં છોડીને ખ-બર નહી કે ક્યાં ચાલ્યા ગયા છે," અમો કાંઇ પણ જા-ણતા નથી.

આ પ્રમાણે છેવટનો નિર્ણય થઇ ગયો. એટલે વિદાય થતી વખતે, બ્રાહ્મણોમાં ઉત્તમ પુરોહિત ધૌમ્ય મુનિયે, કરૂ-ણાયુક્ત, સ્નેહપૂર્ણ મધુરવચનો વડે નિચે મુજબ ઉપદેશા-મૃતનું સિંચન કર્યું,

હે પાંડવો ! તમો દરેક બન્ધુઓ, વ્યવહારની તમામ બાબતોને જાણો છો, પરંતુ રાજાઓ સાથે સેવકોએ કેવુ વર્તન ચલાવવું જોઈએ, તેથી અજ્ઞાત છો. માટે કહું છુ કે, ચાહે તો તમારૂં સન્માન થાય અગર અપમાન થાય, તો પણ એક વર્ષ પર્યંત તો રાજભુવનમાં રહેવુંજ પડશે, માટે જેમ બને તેમ રાજાને સંતુષ્ટ રાખવાનો પ્રયત્ન કરતા રહેશો, તમારે માટે એ આવશ્યકીય કર્તવ્ય છે. વિશેષમાં એ પણ લક્ષમાં રાખશો કે, પુછયા શિવાય રાજાને કોઇ પણ બાબતમાં ઉપદેશ ન કરવો. રાજા અને રાજ્યથી સંબંધ ધરાવતી હોય, એવી કોઇ પણ વાત કોઇને જણાવવી નહીં, રાજા તમારો ગમે તેટલો આદર કરે છતાં પણ તેમની ખાસ સ્વારીનાં વાહનો ઉપર બેસવું નહીં. તેમના પલંગ ઉપર સુવું નહીં કે તેમના આસન ઉપર બેસવું નહીં. પોતાની

શક્તિ કે પદવીથી વિશેષ કોઇ પણ કાર્ય કરવા ઉપસ્થિત ન થવું. રાજસભામાં ચુપચાપ પોતાને નિયત આસને બેસવું, હાથ–પગ ઇત્યાદિ હલાવવા નહીં, તેમજ ઉતાવળથી કે ઊંચે સ્વરે કોઇથી વાર્તાલાપ ન કરવાં, શાન્ત રહેવું. જો રાજા તમારા ઉપર પ્રસન્ન જણાય તો કૃતજ્ઞ થવું અને અપ્રસન્ન થાય તો તેનો દ્વેશ ન કરવો કે ન કાંઈ કહેવું. આવા પ્રકારના આચરણોથી, તે તમારા ઉપર સદૈવ પ્રસન્ન રહેશે. રાજાઓના અંતઃપુરમાં અર્થાત્ રાણીવાસમાં ઘણે ભાગે વિશેષ અત્યાચાર થતા જોવામાં આવે છે, જેથી છાના છાના દ્રૌપદી તરફ પણ લક્ષ રાખતા રહેશો.

યુધિષ્ઠર બોલ્યા કે, ધન્ય ગુરૂ. આપના શિવાય આ પ્રમાણે હિતચિન્તક, સમયાનુસાર ઉપદેશામૃતનું પાન બીજો કોણ કરાવે, આજે અમો કૃત કૃત્ય થયા છઇએ. આપે હવે એવું અનુષ્ઠાન કરવું જોઇએ કે, જેથી અમારૂં સદૈવ મંગલ થાય.

ત્યારબાદ પ્રજ્વલીત અગ્નિમાં હોમ કરી, દ્રૌપદી સમેત પાંડવો, મુનિગણોને પ્રદક્ષિણા કરી ત્યાંથી વિદાય થઇ ગયા અને ધૌમ્ય મુની પાંચાલ નગરમાં ચાલ્યા ગયા, અને ત્યાંજ આનંદથી સમય વ્યતીત કરવા લાગ્યા.



## દ્વિતિય-પરિચ્છેદ.

પાંડવો કેવળ અસ્ત્ર-શસ્ત્ર સાથે લઈ, ત્યાંથી પગપાળા મત્સ્યરાજની રાજધાની તરફ ચાલી નિકળ્યા, અને કાલિન્દી નદીને દક્ષિણ કીનારે કીનારે ચાલતા, પહાડોની ખીણોમાં નીવાસ કરતા, ક્યારેક ક્યારેક ગાઢ અરણ્યમાં વૃક્ષો નિચે વિશ્રામ લેતા, આસ્તે આસ્તે થોડા રોજમાં, મત્સ્ય દેશમાં આવી પહોંચ્યા.

રસ્તાનો પરિશ્રમ અને આસપાસના જંગલ જોઇ, દ્રૌપદીજી ગભરાઇ જઈ કહેવા લાગ્યાં કે મહારાજ! હજુ વિરાટનગર ઘણે દૂર હોય એમ જણાય છે. અને હું છેક થાકી ગઇ છું, જેથી આજની રાત્રિ અહીંજ નિર્ગમન કરવામાં આવે તો ઘણું સારૂં.

આ સાંભળી યુધિષ્ટર મહારાજે અર્જુનને કહ્યું કે, ભાઇ અર્જુન! તમો દ્રૌપદીને સંભાળીને આસ્તેથી આવો. કારણ કે આપણે જ્યારે વિકટ અરણ્યો પસાર કરી આવ્યા છઇએ તો હવે જેમ બને તેમ શિઘ્રજ રાજ્યધાનીમાં પહોંચી જવું અને ત્યાંજ વિશ્રામ લેવો, એજ વિશેષ લાભદાયક છે.

વડીલ બંધુની આજ્ઞા થતાંજ અર્જુને દ્રૌપદીને પોતાની પીઠપર ઉચકી લીધી. અને ઉતાવળે ચાલવા લાગ્યા. અને મત્સ્ય નગરી પાસે આવી નિચે ઉતારી દીધી. તદન્તર વિચાર કરવા લાગ્યા કે, નગરમાં કેવે પ્રકારે પ્રવેશ કરવો જોઇએ.

યુધિષ્ટર બોલ્યા-ભાઇઓ! સાંભળો, આપણે ગુપ્ત

વેશે રહેવાનો ઇરાદો કર્યો છે જેથી જરૂર છે કે, શસ્ત્રો માટે કાંઇક યોગ્ય વ્યવસ્થા થવી જોઇએ સાથે રાખવાં ઉચિત નથી કારણ કે અર્જુનના ગાંડીવ ધનુષને તો સર્વે ઓળખે છે. માટે તેને લઇને નગરમાં જઇશું તો નિઃસન્દેહ આપણને નગરજનો ઓળખી જશે. અને તેમ થશે તો, આપણે ફરીથી બાર વર્ષ વનવાસ વેઠવો પડશે. માટે એક વર્ષ પર્યંત સર્વે શસ્ત્રોને કોઇ ગુપ્ત સ્થળમાં રાખવાં જોઇએ કે ગુમ થવાની ધાસ્તી ન રહે.

અર્જુન બોલ્યા કે,—આ પર્વતના શિખર ઉપર એક મોટું પ્રાચિન ઉજડ સ્મશાન છે, તેની નજીકમાં સામે જે શમી ( સમડો ) વૃક્ષ જણાય છે, તેના ઉપર કોઇ ચડી શકતું નથી. માટે આપણે આપણા શસ્ત્રોને એક વસ્ત્રમાં સંભાળપૂર્વક બાંધી લઇ, તેની ઊંચેની લાંબી ડાળ ઉપર બાંધી દેશું તો, મને ખાત્રી છે કે, કોઇના પણ જાણવામાં નહીં આવે. તેમ તે તરફ મનુષ્યોની વિશેષ આવજાવની પણ સંભાવના નથી.

અર્જુનના કહેવાથી દરેક એકમત થઇ, પોતપોતાનાં હથિઆર રાખવા તે તરફ ગયા. અને દરેકે પોતાનાં ધનુષોની દોરીઓ છોડી નાખી. જે મહા અદ્વિતિય શબ્દ કરનાર પ્રચંડ ધનુષથી, અર્જુને એક રથ ઉપર બેસી સમસ્ત દેવ, મનુષ્યો તથા કિન્નરોને જીતી લઇ પરાસ્ત કર્યા હતા. તે ભયંકર શત્રુસેના સંહારક, ગાંડીવ ધનુષની દોરી છોડી લઇ, તેજ દોરીથી તરકશ, કૃપાણ ઇત્યાદિ અન્ય હથિઆર

શેને બાંધી વસ્ત્રમાં લપેટી લઈ મજબુત બાંધી લીધાં. ત્યારબાદ નકુલ તે શમી વૃક્ષ પર ચડી ગયા, અને એક ઘાટા પાંદડા વાળી જગ્યોમાં બાંધી દઇ નિચે આવ્યા. અને આસપાસ ગાયો ચરાવનાર, રબારી-ભરવાડ અને ખેડુઓ વિગેરેની પાસે જઇ સમજાવી દીધા કે, આ વૃક્ષમાં મુડદું બાંધેલું જણાય છે જેથી વખતે પ્રેત હોવાનો સંભવ છે. આ વાર્તા વન વિહારી લોકોના જાણવામાં આવતાં તે તરફ જવાનું કોઇ સાહસ કરી શકયા નહીં.

ત્યારબાદ દ્રૌપદી સહ પાંચે ભાઇઓએ નગરમાં પ્રવેશ કર્યો, અને દરેકે પોત પોતાના વેશને છાજતા વસ્ત્રો અને ઉપયોગી સામાન એકત્ર કરી, પોતાના વેશ બદલી, અલગ અલગ થઈ, નોકરી મેળવવા માટે રાજસભામાં ગયા.



## ત્રતિય-પરિચ્છેદ.

બ્રાહ્મણના રૂપમાં, સર્વથી પ્રથમ, યુધિષ્ટર મહારાજ વિરાટ રાજની સભામાં જઈ પહોંચ્યા. સુવર્ણ પાસા અને રૂપેરી સોગઠાંવાળી ચોપાટ પોતાની બગલમાં દાબી હતી. ભસ્મમાં ઢંકાયેલ પ્રજવલીત અગ્નિ સમાન તેજસ્વી યુધિષ્ટર-ધર્મરાજ તરફ તુર્તજ વિરાટ નરેશની દૃષ્ટિ ગઈ, કે મહદાશ્ચર્ય સાથે સભાસદોને પુછવા લાગ્યા કે, હે સભાજનો! મહાન્ ચક્રવર્તિ સમ્રાટ સમાન તેજસ્વી, શોભાયમાન આ કોણ વ્યક્તિ છે? કે જેની સાથે નોકર-ચાકર કે

વાહન કાંઇ પણ જણાતું નથી, છતાં પણ કોઈ મહારાજાની પેઠે, વગર અટકાવ અને વિના સંકોચે મારા તરફ ચાલ્યા આવે છે.

આ પ્રમાણે હજી વિરાટરાજ પ્રશ્ન કરે છે. તેવામાં તો, ધર્મરાજ તેમની પાસે જઈ પહોંચ્યા અને કહેવા લાગ્યા કે, મહારાજ! હું બ્રાહ્મણ છઉં અને દૂર્ભાગ્યવશાત્ અમારૂં સર્વસ્વ ગુમ થઈ ગયું છે, જેથી અતી દિન બની રહ્યો છું, અને આજીવિકા મેળવવા માટે આપની પાસે આવ્યો છું. જો આપની આજ્ઞા હોય તો અહીં નિવાસ કરૂં, અને જે કાર્ય આપ ફરમાવો તેમાં પ્રવૃત્ત થઈ તે મુજબ વર્તન કરૂં.

વિરાટ રાજા અતિ પ્રસન્ન થઈ બોલ્યા કે, હે મહાનુભાવ! આપને હું પ્રણામ કરૂં છું. આપ અત્યારે કયા શહેરથી પધારો છો? આપનું નામાભિધાન શું છે? અને કયા ગોત્રથી પ્રસિદ્ધ છો? તેમ કઇ વિદ્યામાં નિપુણતા મેળવી છે? તે હરકત ન હોય તો કૃપા કરીને, આ સેવકને જણાવી કૃતાર્થ કરશો.

યુધિષ્ટર બોલ્યા કે—હે ભદ્રબુદ્ધિરાજન્! હું પ્રથમ યુધિષ્ટર મહારાજનો પ્રિય મિત્ર હતો. મારૂં નામ "કંક" છે, અને અચ્યુત્ ગોત્રનો બ્રાહ્મણ છઉં. હું ચોપાટ રમવામાં અને રમાડવામાં પ્રવિણુતા પામ્યો છું, જેથી તે વિદ્યામાં મારૂં નામ પ્રસિદ્ધ છે.

વિરાટરાજા બોલ્યા કે—ચોપાટ રમવામાં ચતુર માણુસો મને બહુ પ્રિય લાગે છે, જેથી આજથી તમો મારા

વ્હાલા મિત્ર થયા છો. વળી તમો હલકા પ્રકારની સેવા કરવા યોગ્ય નથી, માટે તમો મારી સાથે રહી મારી પેઠેજ રાજ્ય સુખ ભોગવો.

યુધિષ્ટર કહે—મારી આપને માત્ર એકજ પ્રાર્થના છે કે જેને અમો રમતમાં જીતી લઇએ તે અમારી સાથે કોઇ પણ પ્રકારનો અન્યાય ન કરે. અર્થાત્ અમારા જાન-માલને નુકશાન ન પહોંચાડે, કારણ અગાઉ ઘણીક વખત અમારા ઉપર આવા પ્રસંગો ઉપસ્થિત થવાથી મને તે બાબતમાં ભય રહે છે.

વિરાટે આ વાતને માન્ય રાખી ને કહ્યું કે, તમારી સાથે જે કોઈ અન્યાય આદરશે તેને અમો જરૂર દંડ દેશું. તેમજ દરેક સભાજનો અને પુરવાસીઓને અત્યારથીજ સુચના કરૂં છું કે, આ ક્ષણથીજ મારા સમગ્ર રાજ્યભરમાં આ શ્રીમાન્‌નો દરજ્જો મારી બરોબરીનોજ ગણાશે, અને મારી માફકજ તેઓનું સન્માન કરવું. તેમાં પ્રમાદ કરનારાઓ મારા કોપને પાત્ર થશે.

આ પ્રમાણે આદર સહિત આજીવીકા મેળવી. યુધિષ્ટર મહારાજ સુખપૂર્વક સમય વ્યતિત કરવા લાગ્યા.

ત્યારબાદ ભીમસેન હાથમાં કડછી-તવીથા અને જરૂર જોગાં બાજાં રસોઇનાં સાધનો લઇ એક ચતુર રસોઇયાના રૂપમાં-વિરાટની કચેરીમાં આવ્યા. તેને આવતો જોઈ વિરાટરાજ કહેવા લાગ્યાં કે, વૃષભસ્કંધ અને સ્વરૂપવાન પુરૂષ કોણ ચાલ્યો આવે છે, તપાસ કરો કે તે શું ઇચ્છાથી આવેછે.

આ સાંભળી કેટલાક સભાસદો શિધ્રતાથી ભીમની પાસેં ગયા, અને રાજાજ્ઞાનુસાર તેમને સર્વ બાબત પુછી જોયું. ભીમસેન જેવા વેષ આવ્યા હતા તે મુજબ તેણે અતિ દિનતાથી રાજાની સન્મુખ જઇ કહ્યું કે, હું રસોઇ કરવામાં નિપુણ છું, મારૂં નામ વલ્લભ છે. હું આશા રાખું છું કે, આપ મને આપની પાકશાળામાં રસોઇયાની સેવામાં રાખી લેશો.

આ સાંભળી વિરાટ રાજા બોલ્યા કે, તમો રસોઇયા હો એવું હું માની શકતો નથી કારણ તમારા ચ્હેરા ઉપર અતુલ પરાક્રમનો પ્રકાશ પડી રહ્યો છે.

ભીમસેન ગંભીર બની જઇ કહેવા લાગ્યા કે, હું સત્ય કહું છું કે, પ્રથમ મહારાજા યુધિષ્ટરને ત્યાં હું રસોઇ બનાવતો, મારી બનાવેલ રસોઈ સ્વાદિષ્ટ થવાથી તેઓ બહુ પ્રસન્ન થતા. સિવાય (કુસ્તી કરવાનું મલ્લવિદ્યાના દાવપેચ ખેલવાનું પણ હું સારી રીતે જાણું છું. એટલા માટેજ મને પૂર્ણ વિશ્વાસ છે કે, આવાં દરેક કાર્યોથી આપને હું જરૂર પ્રસન્ન કરી શકીશ.

રાજા કહે– આવાં કાર્યને માટે હું તમને બીલકુલ યોગ્ય સમજતો નથી, છતાં પણ તમારી ઇચ્છા છે, તો તે હું પૂર્ણ કરવા ઇચ્છું છું. જેથી આજથી મારી પાકશાળાના અધ્યક્ષપદે તમારી નિમણુક કરૂં છું.

આ મુજબ રાજાના પ્રિય કૃપાભાજન બનીને, ભીમસેન પોતાની ઇચ્છાનુસાર કાર્યપર નિયુક્ત થઇ ગયા. તેમના

ઉપર લેશ પણ કોઇને સંદેહ ઉત્પન્ન ન થયો, અને પોતાનું કાર્ય નિર્વિઘ્ન પાર પડવાથી આનંદપૂર્વક રહેવા લાગ્યા.

ત્યારબાદ-પોતાના દીર્ઘ કેશકલાપને યત્નપૂર્વક બાંધીને, મલીન અને ફાટેલાં વસ્ત્રો ધારણ કરી દાસીના રૂપમાં દ્રોપદીજી શેરી-ગલીઓમાં દિનવદને રૂદન કરતી ફરવા લાગી, તેને જોઇને અનેક સ્ત્રી-પુરૂષો પુછવા લાગ્યા કે, હે સાધ્વી! તમો કોણ છો? અને શું ઇચ્છો છો?

દ્રોપદી બોલ્યાં કે—હું દાસી છું, અને નોકરી કરી મારો નિર્વાહ કરવા ઇચ્છું છું. મારૂં જે પાલન કરશે તેને ત્યાં હું સેવાવૃત્તિ સ્વિકારી રહીશ. આ પ્રમાણે કહેવા છતાં પણ દ્રોપદીનું અનુપમરૂપ, અતુલતેજ, અને મૃદુ-મધુર વાણી સાંભળી તેમના બોલવા ઉપર કોઇને પણ વિશ્વાસ ન આવ્યો. તે અરસામાં રાજમહેલની અગાસી ઉપર વિરાટ નરેશની પટ્ટરાણી સુદેષ્ણા આમતેમ જોઇ રહી હતી તેમની દ્રષ્ટિ દરિદ્ર વેશધારિણી અલૌકિક લાવણ્યવતી દ્રોપદી ઉપર પડી. તેને આવી નિ:સહાય સ્થિતીમાં ફરતી જોઇ એક દાસી મારફત પોતા પાસે બોલાવી અને પુછ્યું કે, હે ભદ્રે! તમો કોણ છો! અને શું ઇચ્છાથી આવી સ્થિતીમાં વિચરો છો?

દ્રોપદી કહે—હે શ્રીમતી મહારાણીજી! હું સૈરન્ધ્રી છઊં. સિંગાર ધારણ કરાવવાનું કાર્ય, ઉત્તમ પ્રકારે જાણું છું. અને પેટ પુરણ અન્ન આપનારની સેવામાં રહેવા ઇચ્છું છું-આ સાંભળી રાણી બોલ્યાં કે, હે સુન્દરી! તમને મારી

પ્રિય સખી તરીકે, રાખવા હું ખુશી છઊં, પરંતુ તમારી અલૌકિક સુન્દરતા જોઈ મને ભય ઉત્પન્ન થાય છે કે, કદાચ રાજકુટુંબના યુવાનો તમારે માટે ચંચલ થઇ જઇ, કાંઇ અનિષ્ટ ન કરી બેસે.

દ્રૌપદી કહે-હે સુવદનાં, હું મહા તેજસ્વી ગાંધર્વોની ધર્મપત્નિ છઊં, અને તેજ કારણથી મારૂં કોઇ અપમાન કરી શકતું નથી, એવો કોણ કુલાંગાર રાજપુત્ર છે કે આ બાબત જાણ્યા છતાં મારે માટે કુવિચાર કરવા સમર્થ થાય માટે આપ મને વગર સંકોચે નોકરીમાં રાખી શકો છો. પ્રથમ હું યાદવ શ્રેષ્ટ શ્રીકૃષ્ણની પટ્ટરાણી સત્યભામાની અને કુરૂવંશમાં મહાસુન્દરી દ્રૌપદીને ત્યાં સેવામાં હતી. વાળ ગુંથવા, ઉબટન લગાવવા તથા તરેહવાર હાર ગુંથવામાં અતિ નિપુણ છું. પરંતુ મારી ખાસ પ્રાર્થના છે કે, મારે અજીષ્ટ વસ્તુ અડકવાનું તથા કોઈ પણ વ્યક્તિના પાદ પ્રક્ષાલનનું ઘૃણિત કાર્ય કરવું ન પડે.

રાણીએ કહ્યું કે-સારૂં, જેવી આપની ઇચ્છા હોય તે મુજબ ખુશીથી મારે ત્યાં રહો. હું કયારેય પણ તમારી પાસે પગ ધોવરાવીશ નહીં, તેમજ અજીષ્ટ વાસણ ઉપડાવીશ નહીં. તે મુજબ કહી રાણીએ માન સહીત દ્રૌપદીને પોતા પાસે રાખી લીધી.

સહદેવ પણ, ગોવાળીઆના રૂપમાં, ભાષા પરિવર્તન કરી, વિરાટની સભામાં જઇ પહોંચ્યા અને રાજાના પુછવાથી કહ્યું કે-પ્રભો! હું જાતિનો વૈશ્ય છું. મારૂં

નામ "અરિષ્ટ નેમી" છે. પ્રથમ હું મહારાજ યુધિષ્ટરની ગોપાલનનું કાર્ય કરતો ! ખબર નહીં કે, હાલમાં પાંડવો કઇ બાજુ ચાલ્યા ગયા છે, અને શું કરે છે. હે મહારાજ ! આપ જાણો છો કે પુરૂષ પાંચ પૈસાની આવક વિના, પોતાના કુટુંબનો વહેવાર નિભાવવા અશક્ત છે. જેથી હું ધંધાર્થે આપની પાસે આવ્યો છું અને સત્ય પુછો તો પ્રથમથીજ આપની પ્રત્યે મારી દ્રઢ ભક્તિ હોવાથીજ આપને શરણે આવ્યો છું.

આ સાંભળી રાજાએ પુછયું કે, તમો શું, શું, કાર્ય જાણો છો ?

સહદેવ કહે-મહારાજ ! સાંભળો. પાંચે પાંડવોમાં મ્હોટા યુધિષ્ટર મહારાજ હતા. જેની આઠ લાખ ગાયો અને બે હજાર વાછરૂ હતાં, તે સરવેનું રક્ષણ તથા સંખ્યા ગણનાનું કાર્ય મારૂં હતું, તે કામમાં મને કુશલ જોઇ તેઓએ મને તંત્રી પાલનું પદ આપ્યું હતું. હું તેમની ગણત્રી કયારેય ભુલતો નહીં, મારામાં બીજો પણ એક ગુણ છે કે, ચારે બાજુ દશ દશ યોજન પર્યંત, ગમે તે રંગની ગમે તેટલી ગાયો ઉભી હોય, છતાં હું કહી શકું છું કે, અમુક અમુક રંગની અટલી ગાયો છે. વળી ગાયોની વિશેષ વૃદ્ધિ કેવે પ્રકારે થાય તે પણ જાણું છું.

આ હકીકત સાંભળી રાજાએ પ્રસન્ન થઇ અનુમતી આપી દીધી કે, આજથી અમારી એક લક્ષ ગાયોના રક્ષક તમોને નીમું છું. માટે હવેથી તમો પ્રસન્નતા પૂર્વક અહીંજ રહો. આ પ્રમાણે રાજાશ્રય મેળવી, સહદેવ પણ રહી ગયા.

હવે અર્જુનનો સમય આવ્યો, ત્યારે તેણે સ્ત્રીઓ માફક વસ્ત્રાભુષણ સજી દરેક પ્રકારે સજ થઇ ચુપચાપ રાજમાર્ગ ઉપરના એક વૃક્ષ નિચે નિસ્તબ્ધ થઇ ઉભા, જ્યારે કોઇ તે રસ્તેથી નીકળતું અને જોતું ત્યારે ત્યાંજ અવાક્ થઇ ઉભી જતું. તે મૂજબ ત્યાં એક ખાસી ભીડ જામી ગઈ.

આ બનાવ રાજકર્મચારીઓના જોવામાં આવ્યો, તેઓ વિચાર કરવા લાગ્યા કે, આ શું આશ્ચર્ય છે. જે કોઇ તે વૃક્ષ નિચે જાય છે, તે ત્યાંજ સ્થિર થઇ જાય છે. આમ કુતુહલ થવાથી ત્યાં જઈ જુએ છે તો એક સ્ત્રી ગાલ ઉપર હાથ રાખી વૃક્ષના મુળ પાસે બેઠી છે. તે જોઇ રાજના સીપાઇઓએ પુછયું કે, હે સુન્દરી! આપ કોણ છો? હરકત ન હોય તો અમારી સાથે મહારાજા સાહેબના દરબારમાં ચાલો, ત્યાં આપને યોગ્ય આજીવિકા મળી જશે, જેથી આપને કોઇપણ પ્રકારના આપદા વેઠવી નહીં પડે.

આ સાંભળી તે વેશધારીણી સ્ત્રી ઉભી થઈ, અને મત્ત ગજરાજ માફક ચાલતી વિરાટનૃપાલના દરબારમાં જઈ પહોંચી. સભાજનો તેને અકસ્માત સન્મુખ ઉભેલી જોઇ આશ્ચર્ય પામ્યા. અને મુખથી કાંઇ પણ ઉચ્ચાર સરખો પણ કરી શકયા નહીં. ત્યારે રાજાએ પોતાના હજુરીઆઓને પુછયું કે, ભાઇઓ! આ સ્ત્રી કોણ છે? હું તો તેને પૂર્ણરૂપથી સ્ત્રી હોવાનું પણ કહી શકતો નથી. મેં તો કોઈ આવો પુરૂષ પણ જોયો નથી, તેમ આવી સ્ત્રી પણ અદ્યાપિ જોઈ નથી.

રાજાના પ્રશ્નનો કોઈ ઉત્તર આપી શક્યું નહીં કારણ કે તેઓ પણ આ બાબતનો નિર્ણય કરી શક્યા નહોતા. છેવટ રાજાએ પોતેજ તેમને પુછવાનું શરૂ કર્યું,

ભાઇ ! તમો કોણ છો ? અને આ છદ્મ વેશ શા માટે ધારણ કર્યો છે ? તમારા આ વેશથી તો જણાય છે કે, તમો નપુંસક હશો. પરંતુ તમારા સંબંધમાં આવું માનવું એ પણ ભુલ છે, કારણ કે તમારાં અંગ-પ્રત્યંગ સુભટ જેવાં જણાય છે. કહો તમારી શું ઇચ્છા છે.

અર્જુને કહ્યું—મહારાજ ! મારૂં રૂપ કોઈ બનાવટી મનુષ્યનું નથી. વાસ્તવમાં હું બ્યંઢળ છું. ગાવા બજાવવામાં તથા નૃત્યકળામાં કુશળ છું. આપને ત્યાં આવવાનું પ્રયોજન માત્ર એજ છે કે, આપને ત્યાં રાજકુટુંબની કન્યાઓ હોય તેમને વાદ્ય-નૃત્ય અને ગાયનકળા સારી રીતે શિખવીશ અને મારૂં ગુજરાન કરીશ. મારૂં નામ " બ્રહન્નલ્લા " છે.

આ સાંભળી વિરાટ રાજા કહે-યદિ વાસ્તવિક એમજ હોય તો, તમોને આજથી મારી પ્રિય રાજકન્યાના શિક્ષક તરીકે નિયત કરૂં છું. માટે આજથી તમો તે કાર્યમાં પ્રવૃત્ત થઇ જાઓ અને આનંદ પૂર્વક પોતાનું ઘર સમજી નિવાસ કરો.

આ પ્રમાણે ચાર ભાઇઓ અને દ્રૌપદી રાજાનાં કૃપા પાત્ર બની આનંદમાં રહેવા લાગ્યાં. હવે રહ્યા, નકુલ. તે પણ સારથીઓના જેવો વેશ ધારણ કરી માર્ગમાં ગમે

તેના ઘોડાઓનું ધ્યાનપૂર્વક નિરિક્ષણ કરતા કરતા રાજભુ-વનમાં આવી પહોંચ્યા. "છાબડે ઢાંકયો સૂર્ય છાનો રહી શકે નહીં." તે ન્યાયે નકુલનું મહાસુંદર સ્વરૂપ જોઈ, સભાજનો મંત્ર મુગ્ધ થઈ ગયા, તમામની દ્રષ્ટી એક સાથેજ તે તરફ ખેંચાણી અને કોલાહલ મચી ગયો. કોઈ કહેવા લાગ્યો કે, વાહ! કેવું સુન્દર સ્વરૂપ છે. ત્યારે બીજે કહ્યું કોઈ દેવ સરખો જણાય છે. કોઈ કહે. જરૂર કોઈ રાજકુમાર હોવો જોઇએ. પરંતુ કાંઈ આકસ્મિક સંકટમાં સપડાઈ જવાથી આવા વેશમાં ફરતો હશે. સારાંશ કે જેટલાં મુખ તેટલી વાતો થવા લાગી.

રાજાએ પણ આ કૌતુક જોઇ નકુલને આદર સહિત પાસે બોલાવ્યો, અને પુછયું કે, ભાઇ તમો કોણ છો? કંઈ વિદ્યા પારંગત છો? અને શું ઇચ્છા રાખી આવ્યા છો?

નકુલ પ્રણામ કરી બોલ્યો કે, ભગવન્! મારૂં નામ "ગ્રન્થિક" છે. આપ જાણતા હશો કે, હસ્તિનાપુરના પાંડુરાજાના પુત્ર પ્રતાપી ધર્માત્મા યુધિષ્ટર શાસન કર્તા હતા. પ્રથમ તેને ત્યાં હું સારથીનું કાર્ય કરતો, અને અશ્વોનું રક્ષણ પણ મારી દેખરેખ તળે થતું, પરંતુ સમયની વિચિત્ર ગતી કોણ જાણી શકે છે. તેઓ બિચારા કોણ જાણે કયાં ચાલ્યા ગયા હશે. પ્રભુ! હું તેઓનાથી વિખુટો પડી જ-વાથી નિર્વાહનું સાધન શોધતો આ તરફ આવ્યો છું. યદિ આપને ત્યાં મારા લાયક કોઈ પણ સ્થાન ખાલી હોય તો કૃપાપૂર્વક મને સોંપી મઝ ગરીબ ઉપર ઉપકાર કરશો,

રાજા અતિ પ્રસન્ન થઈ બોલ્યા કે-વાહ !! આથી વિશેષ સુંદર કઈ વાર્તા હોઈ શકે, આપ અમારે ત્યાં ઘોડેસ્વાર સૈન્યના ઉપરી અધિકારી તરીકે અને મુખ્ય સારથી તરીકે સુખેથી દિવસ નિર્ગમન કરો.

---

## ચતુર્થ–પરિચ્છેદ.

પાંડવો આ પ્રમાણે વિરાટને ત્યાં ગુપ્ત વેશે આનંદપૂર્વક દિવસ વિતાડવા લાગ્યા. એવી સરસ વર્તણુંકથી રહેતા કે, તેને કોઈ ઓળખી શક્યું નહીં, યુધિષ્ટર મહારાજે વિરાટ તથા તેમના સંબંધીઓને ચોપાટના દાવ ખેલવામાં પ્રવિણ બનાવી દીધા જેથી કોઈ કોઈ વખતે વિરાટરાજા પ્રસન્ન થઈ ઘણુંક દ્રવ્ય આપી ધર્મરાજને પ્રસન્ન કરતા, અને તે દ્રવ્ય ધર્મરાજ પરોપકારમાં વાપરતા, તેમજ બીજા ભાઇઓને પણ જે ઈનામ મળતું તે તમામ ભાઇઓ ગુપ્ત રીતે વહેંચી લેતા અને આનંદમાં દિવસો વિતાડતા.

બીજી બાજુ બિચારી સતિ-સાધ્વી દ્રૌપદી હમેશાં સ્વામીઓની આ સ્થિતી જોઈ વિચાર મગ્ન થઈ જતી અને મનમાં ને મનમાં દુ:ખી થતી. પરંતુ પોતાના મનનો ભાવ કોઈના પણ જાણવામાં આવી ન શકતો તેમજ રણવાસનાં સમગ્ર મનુષ્યો તેનાથી સદાપ્રસન્ન રહેતાં.

આ પ્રમાણે ત્યાં નિવાસ કરતાં તેમને ત્રણ માસ વીતી

ગયા, આજે ચતુર્થ માસનો પ્રારંભ છે આ દિવસોમાં ત્યાં બ્રાહ્મણોનો એક મોટો મેળો ભરાતો હતો. જેમાં કારીગરો, નટ, બાજીગર અને મલ્લ વિગેરે લોકો પોતાનું કર્તવ્ય જન-સમાજને બતાવી પ્રસન્ન કરતા અને ઘણુંક દ્રવ્ય પ્રાપ્ત કરી સુખી થતા. વિરાટ રાજાએ પણ આજે પોતાના અખા-ડાના તમામ પહેલવાનોને ત્યાં બોલાવ્યા હતા. આજે તમામનું યુદ્ધ કૌશલ્ય જોવાનું હતું. બહારથી આવેલા મલ્લો પણ આજે રાજ્યના મલ્લો સાથે શરતમાં ઉતરી કુસ્તી કરવાના હતા.

સમય બે પહોર જેટલો વીતી ગયો, યુદ્ધસ્થાનમાં ઘણી મોટી ભીડ જામી ગઈ, તલભાર જગ્યા પણ ખાલી નહોતી દેખાતી. જેથી ઘણાક નાગરિકો જગ્યા ન મળવાથી પાછા પોતાને સ્થાનકે ચાલ્યા ગયા.

યુદ્ધનો સમય થયો, પહેલવાનોને ઉત્તેજીત કરનારાં યુદ્ધ વાજીંત્રો વાગવા લાગ્યાં. એકજ વખતે અનેક મલ્લો અર-સપરસમાં કુસ્તી કરવા લાગ્યા. મોટું ભયાનક યુદ્ધ શરૂ થયું. એક બીજાને હરાવવા માટે અનેક પ્રકારની ચેષ્ટાઓ કરવા લાગ્યા. છેવટમાં જીમુત નામક એક પહેલવાનની જીત થઈ, બાકીનાઓ પરાજય થવાથી શરમીંદા થઇ અસ્તવ્યસ્ત સ્થિતીમાં પલાયન થઇ ગયા. જીમુતનું અભિમાન વધી ગયું. પોતા સાથે લડનાર હવે કોઈ બાકી રહ્યો નથી. એવું જાણવામાં આવતાં ગર્જના કરી આમતેમ ઘુમવા લાગ્યો. મહારાજા પોતે પણ ત્યાં હાજર હતા. તેમને કાંઇક યાદ

આવતાં તુર્તજ ભીમસેનને પાસે બોલાવી આસ્તેથી કહ્યું કે, ભાઈ વલ્લભ ! તમારી યુદ્ધ કૌશલ્યતા બતાવવાનો સમય આજે આવી પહોંચ્યો છે. જાઓ જીમુતને હરાવો અને સમગ્ર સમાજના કૃપાપાત્ર બનો.

યદ્યપિ ભીમસેન, સંજોગોને વશ થઈ ચિંતાતુર રહ્યા કરતો હતો, તથાપિ રાજાની આજ્ઞા થતાંજ પોતાનો પરમ-ધર્મ સમજી કુસ્તી કરવા તત્પર થયો. તુર્તજ કછોટો કસી સિંહ સમાન ગર્જના કરી અખાડામાં કુદી પડયો.

જીમુત અભિમાન વશ થઈ ગયો હતો, ભીમસેનને પણ સાધારણ મલ્લ સમજી ક્રોધમાં સામે આવ્યો. બન્ને પરસ્પર બથંબથા થઈ ગયા. ઘોર યુદ્ધ થવા લાગ્યું. કયારેક ભીમનો દાવ લાગે અને કયારેક જીમુતનો બન્નેમાં સ્પર્ધા વધી પડી કોની જીત થશે તેનો નિર્ણય થઈ શકતો નહોતો. પરંતુ હજી અર્ધ ઘટિકા જેટલો પણ સમય વ્યતિત થયો નહોતો ત્યાંતો. વાહરે ! ભીમ તારૂં યુદ્ધ કૌશલ્ય મહાબળશાળી જીમુતને એકજ હાથે ઉપાડી જેમ બાળક માટીનાં રમકડાંને ઊંચે ઉપાડી ફેરવે તે પ્રમાણે તેને ઘુમાવવા લાગ્યો. અને તે સ્થિતીમાંજ ઠેઠ મહારાજાના ચરણારવિંદ નજીક લઇ જઇ કાષ્ટ પુતળી માફક અભિમાની જીમુતને ચારો બાજુ ઘુમાવી ત્યાંજ ફેંકી દીધો. બિચારાનાં હાડકાંના ચુરેચુરા થઇ ગયા, અને તુર્તજ યમરાજને ત્યાં આમંત્રણમાં મહેમાની ચાખવા ચાલ્યો ગયો.

મહારાજાએ ભીમની પીઠ ઉપર હાથ ફેરવ્યો, અને

સભાસદોએ ધન્યવાદ આપ્યો, દરેક જણ પ્રસન્ન થઈ પ્રશંસા કરવા લાગ્યા, રાજાએ ભીમને ઘણું ઇનામ આપ્યું એટલે લોકોએ આનંદ ધ્વની કરી આકાશ ગજાવી દીધું. ભીમસેનના બીજા ભાઇઓ પણ બહુ પ્રસન્ન થઈ, મનમાંજ તેને વખાણવા લાગ્યા, અને સભા પણ વિસર્જન થઈ ગઈ.

---

## પંચમ–પરિચ્છેદ.

સાયંકાલનો સમય હતો, મંદમંદ વાયુની લહેરો, સુવાસિત પુષ્પોથી લચી રહેલી ડાળીઓનો સ્પર્શ કરી, ચારો બાજુ મધુર સુગંધ પ્રસરાવી રહી હતી. આકાશ રક્ત વર્ણ બની ગયું, નિશાસુન્દરી અનુકુલનાયક રજની નાથના આગમનનો સમય થયો જાણી પ્રફુલ્લિત બની રહી હતી. આવા સુંદર સમયે રાજા વિરાટના અંતઃપુરમાં સુદેષ્ણા રાણીની પાસે એક દિવાનખાનામાં, દ્રોપદી ખીન્ન વદને બેઠી હતી. આજે તેમના હૃદયમાં, ન જાણે શા કારણથી એકાએક અતિશોક ઉત્પન્ન થયો હતો. મન સમુદ્રમાં વિચાર તરંગોની છોળો ઉછળી રહી છે. ક્યારેક ક્યારેક મનોગત ગડબડાટ થતો જોવામાં આવે છે, પરંતુ શબ્દો મનરૂપી કપાટમાંથી બાહેર નીકળી શકતા નથી. અમો તો સમજી શકતા નથી, આજે અચાનક આ શો ફેરફાર બની ગયો. અંતઃપુરની તમામસ્રીઓનું મન દ્રોપદીજીએ પોતાની મૃદુવાણી અને સરળ સ્વભાવથી જીતી લીધું હતું, અને તમામ તેમના ઉપર અતિ પ્રસન્ન રહેતી.

અજ્ઞાત વાસમાં રહેવાના ફક્ત બે માસ બાકી હતા, તેવામાં એક દિવસ મહારાજા વિરાટ નરેન્દ્રના સેનાપતિ મહાબળવાન કીચકના જોવામાં દ્રૌપદીજી આવ્યાં. ભાગ્યવશાત્ કોઇ કાર્ય પ્રસંગે, દ્રૌપદીજી દિવાનખાનામાંથી સ્નાનગ્રહમાં જતાં કીચકની દ્રષ્ટીએ પડી. દેવાંગના સમાન, ભર યૌવના, સ્વરૂપવતી સુંદરીને જોતાંજ, દુષ્ટ કીચક મોહાંધ બની ગયો. રૂપની જ્વાળામાં કામી પતંગ ઝંપલાયો, પાપીના હૃદયમાં પાપ વાસનાનાં અંકુર ઉગી નિકળ્યાં, તુર્તજ ત્યાંથી પાછો વળી પોતાને સ્થાને આવ્યો. અને કોઈ પણ ઉપાયથી સૈરન્ધ્રીની પ્રસન્નતા મેળવવી અને તેમ ન બને તો છળ-બળથી પણ હાથ કરી પ્રેમ પાત્ર બનાવવી, તેના વિચારમાં તલ્લીન થઇ ગયો. અને ઉપાય શોધવા લાગ્યો.

આ પ્રમાણે થોડા દિવસો તો વ્યતિત થઇ ગયા. અજ્ઞાતવાસના હવે થોડાજ દિવસો બાકી રહેવાથી પાંડવો પણ મનમાં પ્રસન્ન થવા લાગ્યા. દશ અગીઆર માસ નિર્વિઘ્ન પસાર થવાથી, દુઃખનો અંત આવી ગયો જાણી આનંદ ઉપજે, તેતો સ્વાભાવિક છે, પરંતુ દૈવની ગતિ વિચિત્ર છે "नजाने जानकीनाथ पातःकाले किं भविष्यति" ભાવી મિથ્યા થતું નથી.

એક દિવસ પાપમતી કીચક, દ્રૌપદીના વિચારમાંજ બેઠો હતો, અને જેમજેમ દ્રૌપદીના રૂપ લાવણ્યનું મનન કરતો ગયો તેમતેમ વધારે વિહ્વળ બનતો ગયો. મનોભુતનું સામ્રાજય સર્વાંગમાં વ્યાપી ગયું, અતિકામાતુર થઈ જવાથી, પોતાનું કર્તવ્ય તથા માન મર્યાદાને ભુલી જઇ,

ાતાની બ્હેન રાણી સુદેષ્ણા પાસે ગયો. શર્મ છોડી દઈ
ઉચ્ચારવાનાં વાક્યો પોતાની બ્હેન પાસે પણ ઉચ્ચારવા
ાગ્યો. "कामातुराणां न भयं न लज्जा" મદિરા મત્તની
ાફક હસીને કહેવા લાગ્યો કે, મેં આજ પર્યંત ઉર્વશી
પ સૈરન્ધ્રી સુંદરીને તમારી પાસે જોઇ નહોતી. તેણે પો-
ાની સૌન્દર્ય જ્વાળાથી મારા ચિત્તને પ્રજળાવી દીધું છે.
ેનાં નયન કટાક્ષો મારા હૃદયમાં ભોંકાઈ ગયાં છે, તેની
ંદ મુસકયાન રૂપ મદિરાથી હું ઉન્મત બની જઇ દેહાનુ-
ંધાન પણ ભુલી ગયો છું, અને કામ પાસમાં જકડાઇ
ારૂં શરીર વિદીર્ણ થઇ જાય છે. આવી અલૌકિક રૂપ સં-
ાન સુવદનાં મેં આજ પર્યંત કયારેય પણ નિહાળી નથી,
ા સુલોચના શશિવદની કોણ છે ? હાય ! તેણે તો મારા
ચત્તને, ઘઉંના આટાની માફક મથી નાખ્યું છે. તમો ધન્ય
ો કે તમોને આવી સ્વર્ગ સુન્દરી મહાન્ નિપુણ દાસી
ળી છે. પરંતુ સત્ય પુછો તો તમે મહાઅનર્થ કરો છો.
મા સ્ત્રી ભૃત્યા થવા યોગ્ય સર્વથા નથી તે નથીજ. આતો
ારી અને મારા સર્વસ્વની સ્વામિની બનવા યોગ્ય છે.
ારી ઇચ્છા છે કે, આ કામિની અનેક હય, ગજ, ધન, દાસી
ેવં અન્નપાન તથા સુવર્ણાભુષણોથી પરિપૂર્ણ થઇ મારા
ાહમંદિર તથા હૃદય મંદિરમાં બિરાજી પોતાના અનુપમરૂપ
ાવણ્ય રાસીથી તથા દિવ્ય તેજથી દેદિપ્યમાન કરે,

આવાં ન છાજે તેવાં ભાઇનાં વચનો સાંભળવાથી
ખિન્ન થઇ, રાણી સુદેષ્ણા બોલી કે, અરરે ! આશું બોલો
ો ? મનની અંદર આવો ખ્યાલ પણ કરશો નહીં, તમને

મહાપાતક લાગશે, આતો અન્યની સ્ત્રી છે. પરસ્ત્રીનું મનમાં ચિંતવન કરવાથી પણ બીજા જન્મમાં મહાન્ ભયંકર દારૂણ દુઃખ ઉત્પન્ન થાય છે. પરસ્ત્રીની સૌંદર્ય જવાળામાં મહાન્ સમર્થ રાવણ વંશપરિવાર સહિત ભસ્મી ભુત થઈ ગયો. દેવાધિપતિ ઇંદ્રને અતિકષ્ટ વેઠવું પડયું. તે શું આપ નથી જાણતા ? તમો તો અતિ વિદ્વાન્ તથા સમજુ થઇ આવી અઘટિત વાત કરો છો, એ મને અતિ આશ્ચર્ય સાથે ખેદ ઉત્પન્ન કરે છે. પ્રિયબંધુ ! આપ આવી કલ્મષરત ચેષ્ટાઓને મનમાં સ્થાન પણ આપશો નહીં, આપના ભુવનમાં, મારાં ભાભી કોઈ પણ પ્રકારે આ દાસીથી ઉતરે તેવાં નથી. આપ તેના વિશ્વાસનો ભંગ કરશો નહીં.

કીચક ભાવીને વશ થઇ કામાંધ બની ગયો હતો, તેને દેહનું ભાન નહોતું, ગાંડાની માફક ઉન્મત બની જઈ, રાણીના ઉપદેશામૃતની ઉલટી અસર થઇ, તુર્તજ કમ્મરમાંથી ખંજર ખેંચી કહેવા લાગ્યો કે, બહેન! યદિ તું મને આ સુંદરી નહી આપે, અને ઉલટી મારા કાર્યમાં કાંઈ પણ સહાયતા ન કરતાં પ્રતિરોધક થઈશ તો હું હમણાજ આત્મઘાત કરી મારો પ્રાણ તારા ચરણમાં સમર્પણ કરી દઇશ. આ પ્રમાણે રકઝક થતી હતી તેવામાં કાંઈ કાર્યવશાત્ વીરપત્નિ દ્રૌપદી ત્યાં આવી પહોંચી તેને જોઈ, દુરાત્મા કીચક પ્રસન્ન થઇ તૃષાતુર મૃગ, સરીતા તરફ દોડે તેમ તેના તરફ દોડયો, બિચારી સુદેષ્ણાના બહુ સમજાવવા છતાં પણ પાછો ન હઠયો, લાચાર! આખરે તેને ઉઠીને બીજા ખંડમાં ચાલ્યું જવું પડયું.

દ્રોપદી પણ આ મામલાનો ભેદ સમજી ગઇ, અને શીઘ્રજ બહાર નીકળી જવા તત્પર થઈ, પરંતુ તેને આડે આવતો જોઇ ત્યાંજ અટકી પડી, ભીંતને આધારે ચિત્રવત્ ઉભી જઇ વિચાર મગ્ન બની ગઈ.

કીચક તેની નજીક જઈ વિનયપૂર્વક કહેવા લાગ્યો કે, હે સુભગે! તમો કોણ છો? કોની પત્નિ છો? તથા આ નગરમાં કેમ આવવું થયું છે? તમારૂં રૂપ લાવણ્ય સમગ્ર સુંદરીઓના સ્વરૂપને પરાસ્ત કરવા શક્તિમાન છે. આ સુશોભિતમુખ ચંદ્રથી પણ વિશેષ શાન્તિ આપી રહ્યું છે. આ વિશાળ કમલનેત્ર જલકમલને પણ લજ્જિત કરે છે. તમારૂં મૃદુ ભાષણ કોકીલાના કલરવને પણ લજાવે છે. તમારી મંદ મંદ ચાલ મસ્તહસ્તિનીની ચાલને શરમાવે છે. તમારા કેશકલાપ, કાળી નાગણને પણ લજાવે છે. તમારૂં સર્વાંગ સુઘટ્ટ, શ્યામ, સુંદર શરીરને જોતાંજ, ઊર્વશી, રંભા, મેનકા કે તિલોત્તમા તમામ ગર્વ ગલીત થઈ જાય છે. હે પ્રિયે! મેં આજ દિવસ સુધીમાં, તમારા જેવી મનોહારીણી માનુની કયાંય પણ જોઈ તેમ સાંભળી પણ નથી. શું, તમો કમલાસિની લક્ષ્મી છો? કે કામદેવની પ્રિયપત્નિ રતી છો? અથવા તો ભુવન-મોહિની કોઇ દેવાંગના છો?

અહા હા! તમ્હારી વદનજ્યોતિ, મારા મન પતંગને આકર્ષી રહી છે. સાક્ષાત ચંદ્રમા સમાન શિતલ મુખારવિંદ મારા વિયોગી મનને શાન્તિને બદલે ઉલટું તસ કરી રહ્યું છે. તેને આલિંગન રૂપી અમૃત સીંચી શાન્ત કરો, મૃગ-

શાયક નયનોથી પણ અધિક સુંદર શોભિતાં આપનાં નેત્રોનો કટાક્ષ, મારા હૃદયમાં, શલ્ય સમાન ખુંચી રહ્યો છે. તેને આપના ભુજ સંપુટમાં ભીડી લઈ દૂર કરો. ભસ્મમાં ઢંકાયેલ તેજસ્વી અગ્નિ સમાન, આ મલિન વસ્ત્રોમાં ઢંકાયેલ, સુવર્ણ કાન્તિ સમાન શરીરનાં તમામ અવયવો, અધિક પ્રકાશ આપી રહ્યાં છે. શું હું પાગલ તો નથી બની ગયો? અથવા હું કાંઈ સ્વપ્ન તો નથી જોઇ રહ્યો? ઓહઃ મારા ચિત્તમાં ચંચલતાનો પ્રવેશ થઇ રહ્યો છે, અને મસ્તકમાં પીડા થઈ રહી છે. હે પ્રિયે! મારા ઉપર કૃપા કરી મને આ દુષ્ટ કામાગ્નિથી બળતો બચાઓ. હું આપની પાસે પ્રતિજ્ઞાપૂર્વક કહું છું, મારી જેટલી સ્ત્રીઓ છે. તે તમામને હું આપની દાસીઓ બનાવીશ. અને હું પણ સદાને માટે આપનો દાસ થઇને રહીશ.

આટલું સાંભળવા છતાં પણ દ્રોપદી ધૈર્યનું અવલંબન કરીને બોલી કે, પ્રિયબંધુ! આપ આવું શું બોલી રહ્યા છો? આપ જેવા ભદ્ર પુરૂષોના મુખમાં આવાં વેણ શોભે નહીં, હું સર્વથા આપના યોગ્ય નથી. કારણ હું નીચ કુળમાં ઉત્પન્ન થયેલી છું. આવી એક નીચ જાતિની પ્રચારિકા સાથે આપ સંબંધ કરવા તત્પર થયા છો તેજ મને તો નવાઈ લાગે છે. આપ જાણોજ છો કે, પતિવ્રતા સ્ત્રીઓ, પોતાના સ્વામીને અતિપ્રિય હોય છે. હું પણ પરાઇ પતિવ્રતા સ્ત્રીછું, તેથી પણ હું કોઈ પ્રકારે આપને યોગ્ય ન કહેવાઉં, આપ વિદ્વાન છો, જરા સ્ત્રીઓના ધર્મ સંબંધે વિચાર કરો! આપને પર સ્ત્રી ઉપર

ક્યારેય પણ હલકી નજર કરવી ઉચ્ચિત નથી, અધર્મનો ત્યાગ અને ધર્મનું ગ્રહણ કરવું એજ સત્પુરૂષોનું કર્તવ્ય છે. જે પાપાત્માઓ ભુલથી પણ પાપાચરણ કરે છે તેઓની અંતે ઘણીજ બુરી દશા થાય છે, એ લક્ષમાં લેવાની ખાસ જરૂર છે, માટે કૃપા કરી જરા વિચાર કરો અને મારો માર્ગ છોડી દો. આટલું કહી દ્રૌપદીજી બંધ થઇ, ત્યાંથી ચાલ્યા જવા માટે ઉત્સુક થઈ રહી.

આ બધું સાંભળ્યા છતાં પણ, દુર્બુદ્ધિ ફરીથી કહેવા લાગ્યો કે, શું ? તમો મને વાતોમાં ફોસલાવવા ઇચ્છો છો? હું અહીં તમારો ઉપદેશ સાંભળવા આવ્યો નથી. શું તું નથી જાણતી ? કે, સમગ્ર પૃથ્વિમાં મારા સમાન બીજો કોઇ પણ મનુષ્ય વિશેષ પરાક્રમી અને સ્વરૂપવાન છે જ નહીં, વળી એ પણ લક્ષમાં રાખવું કે, વિરાટ પણ મારા બાહુબળને લઈને જ મત્સ્યદેશાનું રાજ્ય નિષ્કંટક ભોગવે છે, તેમાં સ્હેજ પણ અસત્ય નથી. આવું છતાં પણ તું મારા જેવા વીર નરની ઇચ્છા નથી કરતી તે મહાન્ આશ્ચર્ય અને ખેદની વાર્તા છે. છેવટમાં પણ નિશ્ચય પૂર્વક સમજી લેવું કે, જેટલું સુખ તમને મારે ત્યાં મળશે તેનો સો'મો હિસ્સો કદાચ સ્વપ્નમાં ઇંદ્રને ત્યાં પણ મળવું દુર્લભ થઈ પડશે જ.

આ સાંભળી, દ્રૌપદી તેની મૂર્ખતા પર હસી પડી, પરંતુ તુર્તજ ગંભીર બની જઈ કહેવા લાગી કે-તમોને વધારે શું કહેવું, તમો તમારૂં પોતાનું ભલું-બુરૂં પણ

સમજી શકતા નથી. " हित अनहित पशु पंछीउ जाना." પશુ-પક્ષીઓ પણ પોતાના હિતાહિતને સમજી શકે છે. તમો તેની બરાબરી ને લાયક પણ હજુ થયા જણાતા નથી. હજી પણ હું તમને કહું છું તે સમજી જાઓ, અને વિચાર કરી દુર્વચનોનો પ્રહાર કરો, વિના કારણે શા માટે અંધકુપમાં ધકેલાઇ જઈ, પોતાનો વિનાશ કરવા તૈયાર થયા છો? જાઓ હવે હું તમારી એક પણ વાત સાંભળવા ઇચ્છતી નથી.

આટલું કહી દ્રૌપદી લાગ સાધી ચાલી ગઇ, પારાધીના ફાંસામાંથી મૃગલી જેમ છટકી જાય, અને તે બિચારો મ્હોં વકાસી ઉભો થઈ રહે તે મૂજબ દ્રૌપદીના ચાલ્યા ગયાથી કીચકની સ્થિતી પણ કફોડી થઇ પડી, જોઈ રહ્યો " किं कर्तव्यविमूढवत् " બુદ્ધિ બની ગઇ, તે પોતાના બન્ને ખાલી હાથ ઘસતો તેની બ્હેન સુદેષ્ણા પાસે ગયો. અને ઉદાસ મુખથી નિઃશ્વાસ નાખી કહેવા લાગ્યો કે, સાંભળ બ્હેન! હું પ્રથમ જ કહી ચુકયો છું કે, જો, તમો મને આ સ્ત્રીનો મેળાપ નહીં કરાવો તો હું જરૂર પ્રાણ ત્યાગ કરીશ જેની હત્યા તમારે શિર ચોટશે.

દુષ્ટના, દુષ્ટ ઉદ્ગારોથી તે બિચારી તો વિમાસણમાં પડી ગઈ, કોઈ પણ રસ્તો તેને સુજયો નહીં, મનોમન ખેદ કરવા લાગી હવે શું કરવું, તે સાધ્વીના પાતિવ્રતનું રક્ષણ કેવે પ્રકારે થઇ શકશે! તેના મનનું શાન્તવન શી રીતે કરૂં! ઈત્યાદિ અનેક પ્રકારના સંકલ્પ-વિકલ્પથી મન ઘેરાઇ ગયું,

કોઇ પણ દિશા ન સુજવાથી, અંતે કીચક પ્રત્યે તિરસ્કાર છતાં મનને સંયમમાં રાખી કહ્યું કે, ભાઇ! હું તમારા ક્ષણિક મોહને માટે, એક આશ્રિત સાધ્વી અબળાનું, સતિત્વ હરણરૂપ મહાપાપની સંગિની થવા પ્રેરાઉં એ મહાન્ અઘટિત કાર્ય છે. છતાં પણ તમો મારા સહોદર હોવાથી, તમને નિરાસ કરી સાહસ કરાવવાનું મારૂં મન થતું નથી. માટે હવે હું તમને એક ઉપાય બતાવું છઉં તે મુજબ વર્તશો તો તમારૂં કાર્ય નિર્વિઘ્ને પાર પડશે.

નજીકમાંજ એક પર્વણી આવે છે, તે દિવસે મારે માટે પકવાન કરાવશો. અને મને આમંત્રણ કરશો એટલે ખાસ પદાર્થો લેવા માટે, સૈરન્ધ્રીને હું તમારે ત્યાં મોકલીશ, તે વખતે એકાંત મળવાથી, આપ, આપનું મન ધાર્યું કરી શકશો.

સુદેષ્ણાની સલાહથી મનમાં પ્રસન્ન થઈ, કીચક તે વખતે ચાલ્યો ગયો. અને પોતાને ઘેર જઈ, રાજ વૈભવને યોગ્ય ઉત્તમ પ્રકારની પાકસામગ્રીઓ, નિપુણ રસોઈઆઓ પાસે બનાવી તૈયાર કરવાની વ્યવસ્થા કરવા લાગ્યો. ઈચ્છિત ગોઠવણ થઈ ગઇ ત્યારે, પોતાની બ્હેનને આમંત્રણ મોકલ્યું. આમંત્રણ મળતાંની સાથેજ રાણીએ દ્રૌપદીને પાસે બોલાવી આજ્ઞા કરી કે, સાંભળ સૈરન્ધ્રી! મને આજે કીચકનું આમંત્રણ છે, પરંતુ મારાથી ત્યાં જઇ શકાય તેમ નથી. તેમ ભોજનની વેળા થઈ છે, અને મને ક્ષુધા પણ લાગી છે. માટે તું ત્યાં જઇ મારે માટે થાળ અહીંજ લઈ આવ.

આ સાંભળી દ્રૌપદીએ કહ્યું કે, શ્રીમતી રાણીજી! આપ જાણો છો કે, કીચક કેવો નિર્લજ અને હઠીલો છે. માટે હું તેમને ત્યાં જવાનું પસંદ કરતી નથી. માટે કોઇ પણ બીજી દાસીને આજ્ઞા કરો તો ઠીક. મારા સ્વામી ગંધર્વ છે. હું તેમના વિરૂદ્ધ આચરણ કરવા સ્હેજ પણ ખુશી નથી. વળી આપને યાદ તો હશેજ કે, જે સમયે મેં આપની દાસી થવાનો સ્વિકાર કર્યો હતો તે વખતે આપની પાસે કેવા પ્રકારની પ્રતિજ્ઞા કરાવી હતી. હું આપને સવિનય નિવેદન કરૂં છું કે, આપ મને તે પાપીને ત્યાં મોકલવાનું બીલકુલ સાહસ કરશો નહીં.

રાણીએ ્રોધિત થઇ રક્ત નેત્રે કહ્યું કે, બસ! બસ! હું તો તનેજ થાળ લેવા માટે તેને ત્યાં મોકલવાની છઊં તું તો એવી ડરે છે કે, જેમ સિંહથી હરિણી ડરે. શું! તે તારૂં ભક્ષણ કરી જશે? શું! આતે કાંઈ રીત કહેવાય? આમ બોલી, સુદેષ્ણાએ, જોરાવરીથી તેના હાથમાં ભોજનપાત્ર આપી દીધાં. તે બિચારી રોતી કકળતી પરવશ થઈ, કીચકના ઘર તરફ ચાલી નીકળી. રસ્તામાં, મનોમન ધર્મદેવનું ધ્યાન કરી સ્મરણ કરવા લાગી કે, હે પ્રભો! મેં કદી મારા સ્વામીઓથી અતિરીક્ત અન્ય પુરૂષની સ્વપ્નામાં પણ ચાહના કરી હોય તો, એક મહાપાપિનીની જે દશા થાય, તેથી પણ અધિક બુરી દશા મારી થજો, પરંતુ મારૂં વર્તન નિષ્કપટ શુદ્ધ રહી શકયું હોય તો, મારા પવિત્ર પતિવ્રત ધર્મના પાલનમાં સહાયક થઇ રક્ષા કરજો.

એટલામાંજ, અચાનક એક ભયંકર મૂર્તિ ખબર નહીં કે, કોણ જાણે કયાંથી પ્રગટ થઈ, દ્રૌપદીની વિપત્તીને જોઇ, સતિના રક્ષણાર્થે પાછળ પાછળ ચાલી નીકળી.

---

## ષષ્ટમ–પરિચ્છેદ.

દ્રૌપદી સકુચાતી સકુચાતી જ્યારે કીચકને ત્યાં આવી, ત્યારે કીચક તેની રાહ જોઈ દ્વારપર ઉભો હતો. અને દ્રૌપદીને નજીક આવતી જોઈ ત્યારે ઘણોજ ખુશી થયો. તેની પાસે જઇ મૃદુ વાણીથી કહેવા લાગ્યો. પધારો! સૌભાગી સુન્દરી! પધારો! હું તમારૂં સ્વાગત કરવા સેવામાં હાજર છું, તમોએ આજે મારા ઉપર મહાન્ કૃપા કરી છે. આપના કોમલ ચરણારવિંદથી આજે મારૂં આ ભુવન પવિત્ર બન્યું છે, પધારો અને અત્યારથીજ આ સ્થાનને તમારૂં પોતાનું ઘર સમજો હું પ્રથમીજ જાણતો હતો કે, સૈરન્ધ્રી જરૂર મારે ત્યાં આવશે. જેથી મેં તમારા માટે બહુ મૂલ્ય સુશોભિત અનેક પ્રકારનાં વસ્ત્રાભુષણો તમારે માટે બનાવી તૈયાર રખાવ્યાં છે. તેને ધારણ કરો અને તમારા ચંદ્રમુખને વિશેષ શોભાવો.

નિચું મુખ રાખી દ્રૌપદીએ કહ્યું કે, મને સુદેષ્ણા રાણીએ કહ્યું છે કે, તેને ઘણી ક્ષુધા લાગી છે માટે જલદી કીચકને ત્યાંથી ભોજન અને થોડું શિતલ જલ લઇ ઉતાવળે જવું. માટે જે આપવાનું હોય તે મને શિઘ્ર આપો. વિલંબ થવાથી તે મારા ઉપર કોપાયમાન થશે.

કીચક બોલ્યો કે, ભદ્રે ! રાણીનું કાર્ય કરવા માટે બીજી દાસીઓ તૈયાર છે. તે ભોજનાદિક લઈ જશે તમો અંદર આવો. આમ કહી તે દુષ્ટે દ્રૌપદીનો હાથ પકડી લીધો.

જે પ્રમાણે નાગણીની ફેણ પકડવાથી ક્રોધથી વ્યાકુળ થઈ ફેણ છોડાવવાનો પ્રયત્ન કરે છે. તે મુજબ પતિવ્રતા ધર્મપરાયણ વીર-પત્નિ દ્રૌપદીએ બળપૂર્વક કીચકના હાથને એવો તો સખ્ત ઝટકો માર્યો કે, જેમ વાયુના પ્રચંડ આંચકાથી વૃક્ષ મુળ સહીત જમીન ઉપર તુટી પડે તેમ, કીચક અધોમુખ જમીન ઉપર પડી ગયો તેવામાં એક અદૃશ્ય ધ્વની વાહ ! વાહ ! ખુબ કરી, એ મુજબ સાંભળવામાં આવી. પાપીને પાપનો ઉચિત દંડ દઈ, સ્વરક્ષણ માટે દ્રૌપદી વિરાટના સભા ભુવન તરફ દોડી આવી. તે સમયમાં પાંડવો પણ ત્યાં બેઠા હતા.

કીચક પણ તુર્તજ સ્વસ્થ થઇ તેની પાછળ દોડયો અને ભરી સભામાં જઈ, દ્રૌપદીના વાળ પકડી જમીન ઉપર પછાડી નાખી સભા સમક્ષજ તે બિચારી સતિ-સાધ્વી સાવિત્રી સમાન દ્રૌપદીના વાંસામાં લાત મારી.

પ્રથમ અદૃશ્ય અવાજથી બોલનાર જે ભયંકર મૂર્તિ રૂપ એક મનુષ્ય, કૌતુહલ વશ થઈ દ્રૌપદીની પાછળ આવતો હતો અને તમામ બનાવ ઉપર ધ્યાન આપતો હતો, તેણે ક્રોધથી ભયંકર ગર્જના કરી કીચકને કમ્મરમાંથી પકડી અતી વેગપૂર્વક સભામાંથી દુર લઈ જઈ જમીન ઉપર પછાડી ખુબ ગુંદી કરી. રગદોળી નાંખ્યો.

પાંડવો પણ આ તમાસો જોઇ રહ્યા હતા તેઓએ તુર્તજ ભયંકર આકૃતી ભીમને ઓળખી લીધો. તેમના ક્રોધ પૂર્ણ રક્ત નેત્રોને તથા દાંત કચકચાવતા ભયંકર રૂપે કીચકને રગદોડતા કાળ સ્વરૂપને જોઈ, યુધિષ્ટર મહારાજ ચેતી ગયા કે જરૂર ભેદ ખુલી જશે અને ફરીથી ગુપ્તવાસ વેઠવો પડશે એમ ધારીને, તુર્તજ પોતાના પગનો અંગુઠો હાથની આંગળીઓ વતી ચોળવા લાગી જઇ શમશ્યાથી ભીમને સમજાવી દીધા. ધર્મરાજના ઇસારાને સમજી જઇ ભીમ હળાહળ ઝેરનો ઘુંટડો ગળી ગયા, અને કીચકને છોડી દઇ તુર્તજ અદ્રશ્ય થઇ ગયા.

બિચારી દ્રૌપદી પણ પોતાનાં ધુળથી રગદોળાયેલ વસ્ત્રોને ખંખેરી અતિ દિન વદને, તિવ્રદૃષ્ટિથી સભામાં નજર ફેરવી ને કહેવા લાગી કે, હાય ! હાય ! આ રાજ્યમાં મહા અન્યાય થઇ રહ્યો છે. એક પાપી દુષ્ટ મનુષ્ય ભરી સભામાં એક અનાથ અસહાય અબળાને આ પ્રમાણે લાત મારે છતાં તેને ઉચિત દંડ દેવો તો એક બાજુ રહ્યો, પરંતુ કાંઇ પણ સાંભળ્યા શિવાય બે દરકાર થઈ નિશ્ચિત ચાલ્યો જાય, એવા રાજ્યને ધિઃકાર છે. તેમજ તેના શાસન કર્ત્તાને પણ ધિઃકાર છે. હાય ! હાય ! આટલા બળવાન પુરૂષોથી ભરાયેલી ખીચોખીચ સભામાં એક નિઃસહાય સ્રીનું આવું અપમાન અને મહાન્ દુર્દશા થતી નજરો નજર જોવા છતાં પણ એક શબ્દ સરખો ઉચ્ચારવાની પણ કોઈનામાં શક્તિ નથી. ઘણાજ આશ્ચર્યની વાત છે.

આ સાંભળી સ્વયમ્ વિરાટરાજ બોલ્યા કે, હે સ્રા! અમો કોઇ પણ જાણતા નથી કે, તારી અને કીચકની શા કારણે લડાઇ થઈ છે. જયાંસુધી તમામ બાબત જાણવામાં ન આવે ત્યાંસુધી શી રીતે ફેંસલો થઈ શકે. સભાસદોમાંથી કોઈ કીચકની નિંદા કરવા લાગ્યો, ત્યારે કોઈ દ્રૌપદીની પ્રશંસા કરવા લાગી ગયો. દ્રૌપદીનું અપમાન થવાથી ધર્મરાજ ઘણાજ ક્રોધિત બની ગયા અને પરસેવાથી રેબરેબ બની ગયા, પરંતુ સમય વિચારી મહા મુશ્કેલીથી ગુસ્સાને દબાવી દઇ દ્રૌપદીને કહેવા લાગ્યા, સૈરન્ધ્રી! આ જગ્યો એ વિશેષ વખત રોકાવું તમારે માટે યોગ્ય નથી. આ તમારૂં કલ્પાંત આ સમે વ્યર્થ છે. તમારા રક્ષકો વખત આવ્યે સ્વયમ્ બદલો લઇ લેશે. તમો અત્યારે રાજમહેલમાં ચાલ્યાં જાઓ.

આ સાંભળી તસે અગ્નિ સમાન વિકરાળ લાલલાલ નેત્રો કરી સભા તરફ કટાક્ષ ફેંકી રાજમહેલમાં ચાલી ગઇ. રાણી સુદેષ્ણા, દ્રૌપદીને આવી હાલતમાં જોઇ, આશ્ચર્ય સાથે પુછવા લાગી—અરે! આશું? તમને આવું કષ્ટ આપનાર કોણ દુષ્ટ હતો? યમરાજાએ કયા દુષ્ટને આમંત્રણ કર્યું છે.

દ્રૌપદીએ ધિરજથી તમામ બનાવ સવિસ્તર કહી સંભળાવ્યો. તે સાંભળી સુદેષ્ણા ઠાવકું મ્હોં રાખી બોલી—તમો ગભરાશો નહીં હું કીચકને, તેના કર્તવ્યને યોગ્ય શિક્ષા કરાવીશ. અરે! મારે આશ્રયે રહેનારી સ્રીઓની

સાથે આવો બુરો વહેવાર! તેના ઉદ્ધતપણા માટે તેને જરૂર પસ્તાવું પડશે. આમ કહીને ધીરજ આપવા લાગી.

થોડીવાર ચુપ રહી દ્રૌપદી બે પરવાઇથી બોલી કે, આપની તો અત્યંત કૃપા દ્રષ્ટિ છે. બસઃ આપતો બે ફીકર રહો, મારા અપમાનથી જે ગંધર્વોનો તિરસ્કાર થયો છે તેજ સમય આવ્યે, શાપીને તેના પાપનો બદલો આપશે.



## સપ્તમ–પરિચ્છેદ.

પતિવ્રત ધર્મ પરાયણ દ્રૌપદી કોઈ સાધારણ સ્ત્રી નથી, એક પ્રબળ રાજપત્નિ છે. ભરી સભામાં, કીચકથી થયેલ અપમાનને તે કેમ સહન કરી શકે? શું તે ક્યારેય પણ આ ધૃણિત પ્રસંગને ભુલવાની હતી? કે વેરનો બદલો લીધા શિવાય જંપવાની હતી?

થોડો સમય વિત્યાબાદ પોતાના નિવાસ સ્થાનમાં આવી સ્નાન કરી વસ્ત્ર બદલી એક બાજુ બેસી, કીચકની મૃત્યુ શોધવાના વિચારમાં તલ્લીન થઇ ગઈ. પાએક ઘડીમાં વિચાર તંદ્રામાંથી જાગ્રત થઇ મનોગત કહેવા લાગી-અરે! હું અત્યારે એવો કયો ઉપાય કરૂં કે, પાપાત્મા દુષ્ટ કીચકનો તેના પાપના દંડ રૂપે વિનાશ કરાવી શકું? કોની પાસે જાઊં? શું કરૂં? ઇત્યાદિ જલ્પવા લાગી અંતે એક નિશ્ચય ઉપર આવી ગઇ અને સમયની રાહ જોવા લાગી જ્યારે મધ્યરાત્રિનો સમય થયો ત્યારે એકાએક ભીમસેન

પાસે જઈ પહોંચી પ્રિયપતિની પાસે ગયા છતાં પણ હૃદયનું દુઃખ ઓછું થયું નહોતું, ત્યાં સ્થિર થઈ વિચારવા લાગી કે, જોઊં તો ખરી કે, મારો પરમશત્રુ દુષ્ટ કીચક જીવિત છતાં, અને તેમણે ચલાવેલ કુચાલ જાણ્યા છતાં, ભીમસેન ઊંઘે છે કે કેમ? એમ કહેતી ભીમના શયનગ્રહમાં ગઇ, ત્યાં તો નિષ્કંટક કેસરી સમાન, મહાબળવાન ભીમસેન પોતાનો વ્હાલો સ્વામી, ભરનિદ્રામાં આરામથી સુતો છે. સિંહણ જેમ પોતાના સ્વામી સિંહને જગાડે તે મૂજબ દ્રૌપદી ભીમને જગાડવા લાગી. વિણા સમાન મૃદુ-મધુર સ્વરે બોલી કે, હે નાથ! નિંદ્રાને ત્યાગો અને ઉઠો, આપનો શત્રુ જીવતો છે છતાં આવી સુખની નિંદ્રા કેમ આવે છે? તમારી આ પ્રકારની નિંદ્રાને તો જરૂર ધિઃક્કારવી જોઇએ.

ભીમસેન ચમકીને એકદમ બેઠા થઈ ગયા, ત્યાં સામેજ મલીન વદને દ્રૌપદીને ઉભેલી જોઈ, તેને ઉદ્દેશીને બોલ્યા કે, તમો આવે વખતે અહીં શા માટે આવ્યાં છો? તમારૂં સર્વાંગ કૃશ અને પીળું પડી ગયેલું જણાય છે. આટલી દુખી શા માટે થઈ રહી છો! તમામ હકીકત મને જણાવો કદાચ કોઇ જાગ્રત થઇ આપણને જોઈ જશે તો નહીં! માટે જે કાર્ય હોય તે શીઘ્રતાથી જણાવી તમારે સ્થાને જાઓ, હું નિશ્ચય તમારા દુખનો અંત લાવીશ.

દ્રૌપદી રડતાં રડતાં બોલી કે, જે સ્રીના સ્વામી, યુધિષ્ટર સરખા ધર્મભીરૂ હોય, તે ક્યાંથી સુખી હોય? તમો મારા દુખને જાણો છો છતાં અજાણની માફક પુછો છો તે

નવાઇ લાગે છે. કૌરવોની સભામાં પાપી દુઃશાસને, અને વનવાસમાં દુષ્ટ જયદ્રથે મારૂં અપમાન કર્યું છે, તે દુઃખો શું હું જન્મપર્યંત ભુલી શકું તેમ છઊં ? તે તમામ મારા હૃદયને બાળી ભસ્મ કરી નાખે છે. મારા વિના અન્ય કોઈ પણ રાજકન્યા આવાં સંકટો સહન કરીને પણ જીવિત ધારણ કરી શકે તેમ છે ? હમણાં પણ ચંડાળ કીચકે ભરી સભામાં, મારો ચોટલો પકડી જમીન ઉપર પછાડી લાત મારી છતાં પણ તમો મારા દુઃખ તરફ ધ્યાન દેતા નથી. તો હવે જીવીને મારે શું કરવાનું હતું.

ભીમે કહ્યું—પ્રિયા ! તમારૂં કથન સત્ય છે. તમોને અત્યંત કષ્ટ વેઠવું પડયું છે. હું પણ માનું છું અમારા પરાક્રમને ધિઃક્કાર છે. હાય: જે વખતે દુષ્ટાત્મા કીચકે સભામાં તમારૂં અપમાન કર્યું તેજ વખતે, પાપીનું મસ્તક મારા પગથી કચરી નાખવા અથવા આખા મત્સ્યરાજને ઉલટાવી નાખવા આ ભીમ સમર્થ હતો પરંતુ અપશોષ કે યુધિષ્ટરે મને અટકાવી દીધો. શું કરૂં ? હું કાંઈ પણ સમજી શકતો નથી કે, ધર્મરાજ આવાં આવાં અપમાનો સહન કરવા છતાં, ઝેરના ઘુંટડા ગળી જઇ શાન્ત રહી જાય છે. પરંતુ હું તો તે જોઇ બળી રહ્યો છું.

દ્રૌપદી કહે—જેવાં ઘૃણિત કાર્યો મારી પાસે કરાવવામાં આવે છે, તે આપ નથી જાણતા ? અને તેથી જો આપને દુઃખ થતું હોય તો, ધુત કર્મ પરાયણ ભાઈનું કહેવું માનશો નહીં તેણે જુગાર રમી રમીને શું, શું, ગુમાવ્યું નથી ? જુગારનો શોખીન એવો બીજો કોણ

હશે ? કે જે પોતાના ભાઇઓ તથા સ્રીને પણ દાવમાં મુકી આનંદ માને અથવા એકવાર શિખામણ મળ્યા છતાં પણ ફરીથી, સર્વસ્વનો ત્યાગ કરી વનવાસ વેઠવા સુધીની પ્રતિજ્ઞા લઇને પણ પાછા ન હઠે ? અને રમ્યાજ કરે ? પરંતુ જુગારના મદમાં ઉન્મત્ત બની જઇ વિહ્વળની માફક, યુધિષ્ટરે અપાર દ્રવ્ય, ભંડાર ગુમાવી દીધા. હવે બનેલ બનાવને મનમાંજ સોચતા, પસ્તાતા, મુકની માફક ચુપચાપ બેઠા છે. જે મહાત્મા ધર્મરાજની સેવામાં હજારો બલ્કે લાખો મનુષ્યો સેવા કરતા, જેની સેવામાં હજારો દાસીઓ સુવર્ણપાત્રમાં વિવિધ પ્રકારનાં ઉત્તમ સ્વાદિષ્ટ ભોજન કરાવવા માટે આતુરતાથી હાજર રહેતી, એવં જે મહારાજાની સભામાં હજારો સભાસદ હાજર રહેતા, આજે તે મહાપુરૂષ યુધિષ્ટર, વિરાટરાજની સેવા કરે છે, જે સત્યવાદી ધર્મરાજા અસંખ્યદિનજનોને મમતા પૂર્વક દાન દઈ સંતુષ્ટ કરતા, તેનીજ આજે દિનદશા થઇ રહી છે કહો જોઇએ ? તેમની આવી દુર્દશા જોઈ કોણ દુખી ન થાય ? આથી વિશેષ બીજી કોઈ દુખદ વાર્તા હોઈ શકે ખરી ? વિચાર તો કરો કે, તમારા જેવા પરાક્રમી પુરૂષો વિદ્યમાન હોવા છતાં પણ દુઃખ ઉપર દુઃખ ભોગવવાથી મારૂં શરીર કેવું કૃશ થઈ ગયું છે, આજ પર્યંત મેં માતા કુંતા શિવાય અન્ય કોઈની સેવા કરી નહોતી, તે આજે સુદેષ્ણારાણીની સેવા કરતાં કરતાં મારા હાથોમાં ફોલ્લા પડી ગયા છે, કોઈ પણ પ્રકારે મારા ઉપર રાણી પ્રસન્ન રહે તે માટે હું તેની પાછળ પાછળ ફર્યા કરૂં છું. હું મારા ઘરમાં કોઇનો ભય

ન રાખતી પરંતુ આજે દાસી તરીકે રહેવાથી, રાજા વિરા- ટથી થર થર કંપુ છું, કારણ રાજાને મારા હાથનું ઘસેલું ચંદન પસંદ આવે છે, જેથી કાળજી રાખવી પડે છે કે, કદાચ સારૂં નહીં ઘસાય તો રાજા અપ્રસન્ન થશે વિગેરે ચિંતાગ્નિથી મારૂં શરીર પ્રજ્વળીત રહ્યા કરે છે.

આ પ્રમાણે પોતાનાં સંકટોનું સંક્ષેપમાં વર્ણન કરી, ભીમના સામું જોઇ રોવા લાગી, જેથી ભીમનું હૃદય ભળભળી ઉઠયું દીલગીરી દબાવી શકયા નહીં, એક ઉષ્ણ અશ્રુબિંદુ નેત્રમાંથી સરી પડયું, નિશ્વાસ નાખી કહેવા લાગ્યા કે, હાય ! મને જણાય છે કે, આ તમામ આપ- ત્તિઓ અમારા પૂર્વ જન્મમાં કરાયેલ પાપનાં ફળ રૂપે છે, આ વિપદો વેઠવા છતાં પણ આ પાપી પ્રાણ દેહ પીંજ- રાને તજીને કેમ જતો નથી ?

અતિ પરિશ્રમ વેઠવાથી કઠોર થઈ ગયેલા દ્રૌપદીના બન્ને હાથોને પકડી ને પોતા તરફ ખેંચી લીધી અને પોતાના વસ્ત્રથી આંસુ લુંછી કહેવા લાગ્યા કે, હે પ્રિયે ! બસ બહુ થયું, હવે શાન્ત થાઓ ધર્મરાજ અમારા સર્વેના વડીલ બંધુ છે. તમોએ તેઓના પ્રત્યે જે દુર્વાકયો કહ્યાં છે, તે કદાચ તેઓ સાંભળી જાય તો તેને ઘણોજ ખેદ થાય, અને તેના દુખી થવાથી અર્જુન-નકુલ-સહદે- વને પણ વિશેષ દુખ થશે. જ્યારે એ સરવે દુખ પામે ત્યારે હું તેમાંથી કેમ બચી શકું ? મને સર્વેથી પ્રથમ અને વિશેષ કષ્ટ થશે.

દ્રૌપદી કહે-હે નાથ! ક્ષમા કરો. હું તેમનું અપમાન કરવા ઇચ્છતી નથી, પરંતુ લાચાર છું કે, અસહ્ય દારૂણ દુઃખથી મારૂં હૃદય વિદીર્ણ થઈ જાય છે, જેથી કાંઈ અનુચિત બોલાઇ જતું હોય તો અબળા ક્ષમાને પાત્ર છે. પરંતુ મારાથી હવે રાણી પાસે રહી શકવાનું અશક્ય થઈ પડયું છે, સુદેષ્ણા મારૂં રૂપ જોઈ શંકા કર્યા કરે છે કે કદાચ રાજા મારામાં મુગ્ધ ન થઇ જાય, રાણીનો આવો ભાવ હોવાનું જાણવાથી દુષ્ટ કીચક હમેશાં મને સપડાવવાના દાવ શોધ્યા કરે છે. હું જ્યારે તેમનાં આચરણો જોઊં છું, ત્યારે ઘણુયે કહું છું કે, દુરાચારી તું તારૂં રક્ષણ કરવા સાવધ થજે, હું પાંચ ગંધર્વોની પ્રિયપત્નિ છું. તે તને કયારેય પણ જીવતો છોડશે નહીં.

આ સાંભળી તે અભિમાની કહે છે કે, સૈરન્ધ્રી! મારા બળ સામે ગંધર્વો તો શું. પરંતુ ગંધર્વોના બાપનું પણ કાંઇ ચાલી શકે તેમ નથી. મારી ભુજાઓ જગતમાત્રના યોદ્ધાઓને પરાસ્ત કરવા શક્તિમાન છે, મને મારવા સંસારમાં કોઈ પણ સમર્થ નથી. મેં તેને વારંવાર સમજાવ્યો કે વૃથા ગાલ બજાવવો છોડીદે, ગંધર્વો તારાં હાડકાં શુદ્ધાં ચાવી જશે, તું જાણતો નથી કે, હું પતિવ્રતા છું, તું મારૂં કોઈ પણ કરી શકવા સમર્થ નથી મારો એક વાળ શુદ્ધાં વાંકો નહિ કરી શકે.

તે દિવસે સુદેષ્ણાએ, પોતાના ભાઇ સાથે અગાઉથી કરી રાખેલ સલાહ મુજબ, મને તેને ત્યાં ભોજન લેવાને બહાને મોકલી, હું જ્યારે ગઇ ત્યારે તે નિચ કીચકે મને

કેટલાક દુષિત શબ્દો કહ્યા અને મારો હાથ ઝાલી અંદર ખેંચવા લાગ્યો, જ્યારે મેં હાથનો આંચકો માર્યો ત્યારે તે ઊંધો પડી ગયો તે તકનો લાભ લઇ હું ભાગી છુટી અને દરબારમાં જઇ પહોચી, ત્યારબાદનો બનેલ બનાવ તમો જાણો છો? તેની આવી દુષ્ટતા જાણ્યા છતાં પણ કોઈએ તે ચંડાળના કુકર્મનું ફળ આપ્યું નહીં. જેથી મારૂં ચિત્ત બહુ બળ્યા કરે છે, જેથી હું વીવશ થઇ અત્યારે તમારે શરણે આવી છું.

હું સારી રીતે સમજી ગઈ છું કે, તે પાપી ફરીથી પણ મને જરૂર હેરાન કરશે, અને એવું બનશે ત્યારે જરૂર હું મારા દેહનો નાશ કરીશ, જ્યારે હું પ્રાણ ત્યાગ કરીશ ત્યારે પછી આપ પણ કાંઈ કરી શકવાના નથી. કારણ આપનું સર્વ પ્રાબલ્ય સ્ત્રી ઉપર અધિકાંશે ભાસે છે, નહીં તો શાસ્ત્રો પણ કહે છે કે, શત્રુઓનો નાશ કરવો એ ક્ષત્રિઓનો પરમધર્મ છે તે કેમ ભુલી જાઓ? માટે હું આપને વિશેષ આગ્રહ કરૂં છું કે, જેમ આપ મને પ્રથમથીજ દુઃખ મુક્ત કરતા આવ્યા છો તેમ આ વખતે પણ અવશ્ય તે અધમનો નાશ કરો, જેમ પથ્થર મારવાથી ઘડો ફુટી જાય તેમ તે દુષ્ટના મસ્તક રૂપ ઘટને શિઘ્ર ફોડી નાખો.

આટલી વાતો સાંભળી, અજીતવીર ભીમસેન ક્રોધથી દાંતોને કચકચાવવા લાગ્યા અને આવેશ પૂર્ણ સ્વરે બોલ્યા. પ્રિયા! તમો તમારા કલેશને દુર કરો. હું અવશ્ય કુબુદ્ધી કીચકને મારીશ ને મારૂં અને તમારૂં હૃદય શાન્ત કરીશ

યદિ આવતી કાલે રાત્રિનાજ જો હું તેને તેના આપદા- દાની ખબર લેવા નહીં મોકલી શકું તો, હું મારૂં મ્હોં ક્યારેય પણ ફરીથી તમને બતાવીશ નહીં. એ મારી દ્રઢ પ્રતિજ્ઞા છે. હવે હું તમને એક ઉપાય બતાવું, તે પ્રમાણે તમારે વર્તવું. સાંભળો, જે નાટકશાળામાં અર્જુન બ્રહ- ન્નલારૂપે રાજકુમારીને, ગાવા-બજાવવાનું શિક્ષણ આપે છે, તે શાળા રાત્રિના વખતે જ્યારે જનશુન્ય હોય, તે વેળાએ કોઇ પણ નિમીત્તથી તમો કીચકને ત્યાં લઈ જશો. હું તેને તેના પાપનો ઉચીત દંડ ત્યાંજ આપી દઇશ, માટે નિશ્ચિંત થઈ હવે તમે તમારે સ્થાનકે જાઓ. કારણ રાત્રિ વિશેષ વ્યતિત થઇ ગઇ છે.

આ સાંભળી દ્રૌપદી મનમાં પ્રસન્ન થઇ પોતાના નિવાસ સ્થાનમાં ચાલી ગઇ, અને જેમ તેમ કરીને રાત્રિનો બાકીનો સમય વિતાડયો.

---

## અષ્ટમ–પરિચ્છેદ.

---

પ્રભાતનો સમય થયો. સૂર્યભગવાનને પધારતા જોઇ, કમલિની પણ પ્રસન્ન થઈ, શિતલ મંદમંદ વાયુની લહેરોમાં પોતાની મધુર સુગંધને મેળવી દઇ, પ્રાણિઓના ચિત્તને આલ્હાદ ઉત્પન્ન કરી, મંત્ર મુગ્ધ બનાવવા લાગી. કીચક પણ પોતાના શયન ગ્રહમાંથી ઉઠયો અને પોતાના વ્યગ્ર

મનને પ્રસન્ન કરવાના ઇરાદાથી દ્રૌપદીની પાસે ગયો. કહ્યું છે કે, "काल दंड गहि काहु न मारा "(કાળ કોઇને પણ લાકડી લઈ પ્રહાર કરતો નથી) મનુષ્યોની "વિનાશ કાળે વિપરીત બુદ્ધિ" થઇ જાય છે. "जाकों प्रभुदारुन दुख देईं ॥ ताकी बुद्धिपहेलें हरि लेही" ( જેને ( કર્મફળરૂપે ) ઇશ્વરી પ્રેરણાથી સંકટ સહન કરવાનું હોય છે. તેની બુદ્ધિનો દૈવ પ્રથમથીજ નાશ કરે છે) તે મુજબ કીચક ઉપર પણ કાળચક્ર ફરતું હતું, વિનાશકાળ નજીકમાંજ હતો. દૈવની ઇચ્છા એવી જ હતી તેને ટાળવા કોણ સમર્થ હતું ? हानि, लाभ, जीवन, मरन, जस, अपजस, बिधि हाथ ॥ દ્રૌપદી પાસે જઇ બોલ્યો કે, કેમ! તમે જોયું કે નહિં ? કે, હું કેવો બલાઢ્ય પુરૂષ છું. વિરાટની સમક્ષ તમને પૃથ્વિ ઉપર પછાડી પદ પ્રહાર કર્યો છતાં કોઇથી ચું કે ચાં થઈ શક્યું નહીં. મારા જેવા બળવાન સાથે વિરોધ કરવાથી, તમારી કોઈ પણ રક્ષા કરી શકશે નહીં, અને કોઈ દોષ પાત્ર બનાવે નહીં માટેજ મેં વિરાટને રાજ્યાધિકારી બનાવી રાખ્યો છે, વાસ્તવમાં હુંજ મત્સ્ય દેશનો રાજા છું. માટે હજી પણ મારૂં કહ્યું માનો. હું ફરીથી પણ તમને કહુંછું કે, તમને જેટલું સુખ મારે ત્યાં મળશે, તેનો સોમો હિસ્સો જન્માંતરમાં પણ મળવું દુર્લભ છે.

દ્રૌપદી કહે—જાઓ ! પોતાની વૃથા વિશેષ બડાઈ ન કરો, તમને હું સત્ય સત્ય કહુંછું કે, મારા સ્વામી ગંધર્વો અતિ બળવાન છે, છતાં પણ જો તમો મારાથી સ્નેહ બાંધવા ઇચ્છતા હો, તો, જે હું કહું તે મુજબ કરો. પરંતુ,

આ બાબત બીજા કોઇના પણ જાણવામાં આવવી ન જોઇએ. તમારા અંગત સ્નેહી મિત્રને પણ જણાવવી નહીં. તે કબુલ હોય તો કહો બસ! દ્રૌપદીનાં આ વચનોથીજ કીચક પરાસ્ત થઈ ગયો. તેના મનથી તો જાણે ઇંદ્રને પણ લાત મારી પોતેજ ત્રિલોકીપતિ બની ગયો. દ્રૌપદીને આધીન થઈ ગયો અને બોલ્યો કે, બેશક! તમો જે કાંઈ આજ્ઞા ફરમાવશો તે મૂજબ વરતવા આ દાસ તયાર છે.

દ્રૌપદીએ શિકારને સ્વાધિન થયેલો જોઇ કહ્યું કે—જો તમો મારી વાતનો સ્વિકાર કરતા હો, તો સાંભળો. આજ રાત્રિના તમારે નાટયગ્રહમાં આવવું. ત્યાં રાત્રિના વખતે કોઇ રહેતું નથી, હું નિ:સંદેહ ત્યાં મળીશ. આ શબ્દોથી ભાઇને હથેળીમાં ચંદ્ર આવી ગયો. દુષ્ટે આગળ પાછળનો કાંઈ પણ વિચાર ન કરતાં આનંદ સાગરમાં ઉછળવા લાગ્યો અને રાત્રિના મળવાનો ઠેરાવ કરી ત્યાંથી ગયો. જ્યારે બે પહોર જેટલો વખત થઈ ગયો ત્યારે ભોજનાદિકથી પરવારી સમય વ્યતિત કરવા માટે પલંગમાં પડી આળોટવા લાગ્યો. હૃદય મંદિરમાં સરન્ધ્રી દેવી વસી રહી હતી, જ્યાં સુધી સાયંકાલનો સમય ન થયો ત્યાં સુધી અનેક પ્રકારની કલ્પના કરતો, મનમાં ને મનમાં હવાઇ મહેલો બાંધતો, ભવિષ્યના સુખની સીમા ન રહેવાથી ઘણોજ ખુશી થતો હતો, પરંતુ કાલ અદૃશ્ય રહી તેની મૂર્ખતા ઉપર હસી સમય આવ્યે ઝપટમાં લેવા તત્પર થઈ રહ્યો હતો, તે બિચારાને ક્યાં ભાન હતું, હોય પણ શાનું?

સંધ્યા સમય થતાંજ પ્રસન્ન મનથી ઉઠયો, મુખ પ્ર-
ક્ષાલન કરી શ્રૃંગારાગારમાં ગયો, અને બહુ મુલ્ય સારાં
સારાં વસ્ત્રાભુષણો શરીર ઉપર ધારણ કરવા લાગ્યો, તથા
ઉત્તમ સુગંધિત પુષ્પોની માળાઓ પહેરી વસ્ત્રોપર ખુશ-
બોદાર અત્તરનો છંટકાવ કર્યો.

પાપીને આજની રાત્રિ, પોતાને માટે ઘણીજ શુભ
જણાતી હતી, અલ્પાયુષી અભિમાની જીવ કયાં જાણે છે
કે, આજની કાળરાત્રિજ પોતામાટે મૃત્યુદાતા છે.

આ તરફ દ્રૌપદી—ભીમસેનની પાસે પહોંચી જઈ
કહેવા લાગી કે, મેં આપની આજ્ઞાનુસાર, ચંડાળને રાત્રિ
આ નાટયગ્રહમાં બોલાવ્યો છે, તે એકલોજ ત્યાં આવશે,
માટે તમો દરેક રીતે સાવધ થઈ, સુસજ્જિત બની આવશો,
સહેજ પણ ગાફેલ રહી વિલંબ ન કરતાં તુર્તજ હાજર
થઈ જશો.

ભીમ કહે—બહુ સારૂં ! હું આજેજ તે દુષ્ટને યમ-
દ્વારમાં પહોચાડી દઇ પૃથ્વિ ઉપરથી એક પાપીને ઓછો
કરીશ. આ પ્રમાણે વાતચીત કરી દ્રૌપદી ત્યાંથી ચાલી
ગઈ, અર્ધરાત્રિનો સમય થયા અગાઉ ભીમ શરીરને વસ્ત્રથી
ઢાંકી લઈ, નાટકશાળામાં જઇ એક બાજુ લપાઇ કીચક
આવવાની રાહ જોવા લાગ્યો. અખિરે કીચક પણ ત્યાં આવી
લાગ્યો અને જે સ્થાન પ્રથમથી દ્રૌપદીએ નિયત કર્યું હતું
ત્યાં ગયો. આ વખતે તમામ સ્થળે અંધકારનું સામ્રાજ્ય
વ્યાપી ગયું હતું, જેથી કીચક અંધારામાં દ્રૌપદીને શોધવા

હાથો વડેજ ફાંફાં મારવા લાગ્યો, અને ભીમ બેઠો હતો ત્યાં જઈ પહોંચ્યો, ભીમને દ્રૌપદી સમજી તેનો હાથ પકડી લીધો. "कामान्ध नैव पश्यते" વિષય વારૂણીમાં ઉન્મત થઇ જવાથી એટલું પણ સમજી ન શક્યો કે, ક્યાંતો એક સુકુમાર કોમળાંગી લલનાનો કોમળ હાથ, અને ક્યાં એક વજ્રકાય મહારથી યોદ્ધાનો વજ્રસમ કઠીન હાથ, જ્ઞાન શુન્ય બનેલો કીચક ભીમને દ્રૌપદી સમજી કહેવા લાગ્યો કે, પ્રિયા! હું આવી પહોંચ્યો છું, અને તમારે માટે અહીં પણ બહુ કીમતી વસ્ત્રાભુષણો લાવ્યો છું, તેને પરિધાન કરો અને પ્રસન્ન થઇ મારા આનંદમાં વૃદ્ધિ કરો.

ભીમસેન એકદમ ઉભા થઇ ગયા અને ખડખડાટ હસી પડયા. હસ્તાં હસ્તાંજ બોલ્યા કે, હા! મારા પાપી પ્રિતમ! તમારૂં આદરાતિથ્ય કરવા આ હસ્ત તૈયાર છે. અરે! પાપીષ્ટ! સૈરન્ધ્રી તારા યોગ્ય નથી, તે તો તારા જેવા પાપાત્માઓના મૃત્યુથીજ પ્રસન્ન થાય, અન્ય ઉપાયથી નહીંજ. આમ બોલી અતુલિત બળશાળી ભીમસેને દુષ્ટ કીચકનો હાથ પકડી લીધો, અને બન્નેમાં મલ્લયુદ્ધ થવા લાગ્યું, થોડીવાર આમતેમ ફેરવી ભીમે કીચકના હાથ છોડી દઈ વાળ પકડી લીધા, જેથી વ્યાકુળ થઇ કીચકે ભીમના બન્ને પગ પકડી ઉઠાવવાનો પ્રયત્ન કર્યો પરંતુ નિષ્ફળ, ભીમ અગાઉથીજ સાવધ હતા જેથી તે કીચકના શરીરને બાઝી પડયા. બન્નેનું પરસ્પર ભયંકર યુદ્ધ થવા લાગ્યું. બન્ને મહા બળવાન હતા, થોડી વાર થઈ ત્યાંતો કીચકે

મત્ત હસ્તીને બીજો જોરાવર હાથી પકડે તેમ ભીમને પકડી ખુબ ઘુમાવ્યો, અને ભીમે પણ કીચકને બળપૂર્વક અદ્ધર ઉઠાવ્યો પરંતુ દાવ સીધો ન આવ્યો અને પોતાનો પગ સરી પડયો, તે તકનો લાભ લઇ કીચકે ભીમને ઉઠાવી દુર ફેંકી દીધો, ભીમ પડતાંજ સાવધ થઇ ગયા અને શરીરને સંભાળી લઈ ઉભા થઇ ગયા અને ઝડપથી કીચકના બન્ને પગ પકડી લીધા, જેમ શિયાળને સિંહ ફેરવે તેમ કીચકને ભીમ ફેરવવા લાગ્યો, કીચકના સાંધે સાંધા હચમચી ગયા અને બીલકુલ શિથીલ થઇ ગયો ત્યારે ભીમે નિચે મુકી દીધો, પરંતુ ક્ષણભરનો સમય મળતાંજ કીચક પુનઃ તૈયાર થઈ ગયો અને જમીન ઉપર બેઠાં બેઠાં તમામ સામર્થ્ય એકત્ર કરી, ભીમના પગમાં એક લાત મારી, ભીમ અગાઉથી સાવચેત ન હોત તો જમીન ઉપર ઢળી પડત, પરંતુ અત્યારે મામલો જુદા પ્રકારનો હતો અને ભીમ તો મામલા માટે તૈયાર થઇનેજ આવેલ હતા, એટલે સાવધા નજ હોય, પડતાં પડતાં સચેત થઇ, લાઘવતાપૂર્વક કીચકને ગ્રહના મધ્ય ભાગમાં ધસડી ગયા. હવેજ કટોકટીનો ખરો પ્રસંગ હતો, બન્ને જીવ ઉપર આવી લડવા લાગ્યા, ભીમે ખરૂં રૂપ પ્રકાશ્યું, દાવ સાધી કીચકને એવો એક ધક્કો માર્યો કે, કીચક તુર્તજ જમીન ઉપર પટકાઈ પડયો, તુર્તજ ભીમે જોરથી એક લાત મારી. ઉપર ચઢી બેઠા અને તેના જ માથાના મંદીલથી જકડી બાંધ્યો. અને ચોટલી ઝાલી ધસડવાનું શરૂ કર્યું, ચારો બાજુ ઘુમાવે અને દીવાલો સાથે પછાડે અને ફરીથી ધસીટે આમ વારંવાર થવાથી, કીચક

તદ્દન અશક્ત બની ગયો અને બરાડા પાડી મદદ માટે પોકારવા લાગ્યો. ભીમ ચેત્યા અને જાણ્યું કે પહેરગીરો આવી જશે અગર આજુબાજુનાં માણસો જાગી જશે તો રંગ ઉપર આવેલો મામલો બગડી જશે. જેથી ચોટલી મુકી દઇ, એકદમ ગળું દબાવી દીધું અને શ્વાસ રૂંધી-ગુંગળાવી દઇ, નરકખાણમાં ધકેલી દીધો-મારી નાખ્યો.

કીચક તો યમશરણ પામી ગયો, પરંતુ હજુ ભીમનો ક્રોધ શાન્ત થયો નહોતો, તેમણે કીચકના મૃત શરીરને કેટલોક વખત સુધી જમીનમાં રગદોળી, તેના હાથ-પગ મસ્તક ઇત્યાદિ અવયવોને શરીરમાં ઘુસાડી દઇ અસ્તવ્યસ્ત કરી નાખ્યું. જેથી તે મનુષ્ય પ્રાણીના શરીર તરીકે ઓળખાવાનું પણ મુશ્કેલ થઇ પડયું.

દ્રોપદી બાજુના ખંડમાં બેસી પરિણામની રાહ જોઇ રહી હતી તેને ભીમે બોલાવી એક કપડું સળગાવી પ્રકાશ કર્યો, અને શબને લાતથી ધકેલી દ્રોપદીના મુખ પાસે લાવી બોલ્યો કે.

જોયું કે ! આ કામાંધની કેવી દશા થઈ તે, જે કોઈ પણ તમારી અવજ્ઞા કરશે, તેની આવીજ દશા થવાની છે. તે બરાબર સમજી લેશો અને નિશ્ચિત રહેશો. એ પ્રમાણે દ્રોપદીને શાન્ત કરી ભીમ ત્યાંથી પલાયન થઇ ગયો.

ભીમના ગયા બાદ, દ્રોપદી શોર-બકોર કરવા લાગી, જેથી આસપાસથી પાહેરગીરો આવી એકત્ર થવા લાગ્યા મનુષ્યોની જ્યારે અધિકભીડ જામી ત્યારે દ્રોપદીએ કહ્યું

કે, હે નાગરિકો! જુઓ! જે માણસે મારૂં અપમાન કર્યું હતું, તેની મારા બળવાન ગંધર્વ પતિએ આ દશા કરી છે. આ સાંભળી માણસો દોડી જઇ બત્તીઓ લઈ આવ્યા અને લોહીમાં તરબોળ થયેલ, કીચકના અસ્તવ્યસ્ત શબને જોઈ આશ્ચર્ય પામ્યા તેઓને નિશ્ચય થઇ ગયો કે, આ કાર્ય મનુષ્યકૃત તો નથીજ, ચોક્કશ ગંધર્વોએજ એને માર્યો જણાય છે.

આસ્તે આસ્તે કીચકના બાંધવો પણ આવી પહોંચ્યા. અને કીચકને મરેલો જોઇ કલ્પાંત કરવા લાગ્યા. હા દૈવ! હા દૈવ! આશો ગજબ! અરે વ્હાલા બંધુ! તારી આ સ્થિતી અમારાથી જોઇ શકાતી નથી. જે ચોદ્ધાનાપદ પ્રહારથી પૃથિવકંપતી, જેના બાહુબળથી, સમસ્ત ભુમંડળના ચોદ્ધાઓ ડરતા, અરેરે! જે મત્સ્યદેશનો, તાજવિનાનો પણ ખરો અધિપતિ હતો. જેની કૃપા મેળવવા મોટા મોટા મહારથીઓ પણ સદૈવ મસ્તક નમાવી હાજર રહેતા. તે આજ અનાથ અસહાયની માફક ભુમી ઉપર રઝળે છે કાળની વિચિત્રતાને કોણ જાણી શકે છે? હે ભાઈ! ઉઠો, જાગ્રત થઇ અમોને બતાઓ કે, તમારો ઘાત કરનાર કોણ હતો. અમો આપના લઘુ બંધુઓ, તે પાપીને-સ્વર્ગ કે પાતાળમાં જ્યાં હશે ત્યાંથી શોધી લાવી તેના સહસ્ર ટુકડા કરી તેના રૂધીરથી આપણા પૂર્વજોને શ્રાદ્ધાંજલી તૃપ્ત કરશું. અરેરે! બ્હેન સુદેષ્ણાએ કાળસ્વરૂપ સૈરન્ધ્રીને ઘરમાં રાખી તે બહુજ અનુચિત કર્યું છે. પોતે પોતાના

પિતૃકુળ ઘાતક-કાળરૂપ ઝેરીનાગને આશ્રયરૂપ દુધ પાઈ મત્ત બનાવ્યો કે જેણે પોતાના આશ્રયદાતાને ડંસ દઈ સત્યાનાશ વાળ્યું છે. હાય ! પ્રભુ ! પ્રભુ ! એમ કહી છાતી અને માથું કુટવા લાગ્યા. બીજી બાજુ કીચકની અંત્યેષ્ઠી ક્રિયાની તૈયારી થવા લાગી તે વખતે દ્રૌપદીને સંતોષ પૂર્ણ મુદ્રાથી પાસે ઉભેલી જોઇ કીચકનો એક ભાઈ કહેવા લાગ્યો કે, ભાઇઓ ! જે સૈરન્ધ્રીને પ્રતાપે અમારા વ્હાલા ભાઇની આ દશા થઈ છે, તે કૃત્યાને અવશ્ય મારી નાખી કીચકની સાથે જ સ્વર્ગમાં મોકલવી જોઇએ. ત્યારે બીજો બોલ્યો કે, હમણાજ તેને મારવાની જરૂર નથી પરંતુ કીચકની ચિત્તામાંજ તેને જીવતી બાળી દઈ ભસ્મ કરી દેવી જોઇએ તેમ કરવાથી અવશ્ય કીચકને પરલોકમાં શાન્તિ મળશે.

આ વખતે વિરાટ નરેશ પણ ત્યાં આવી પહોંચ્યા હતા. તેણે આ મહાભયંકર અઘટિત અનાચાર થતો જોયો. પરંતુ તે પાપ પૂર્ણ કાર્યને અટકાવવાનું સાહસ કરવાની હિમ્મત ચલાવી શકયા નહીં. પરંતુ સ્ત્રીહત્યા કરનાર, અગર પોતાની દ્રષ્ટી સન્મુખ થતી હોય તેને અટકાવવાનો પ્રયત્ન ન કરનાર અઘોર પાતકી થાય છે. એમ વિચારી ત્યાંથી ચાલ્યા ગયા. અને કીચકના ભાઇઓ દ્રૌપદીને બાંધી કીચકના શબ ઉપર મુકી સ્મશાન તરફ ચાલ્યા. દ્રૌપદીએ જાણ્યું કે હવે પ્રાણ બચવા મુશ્કેલ છે જેથી કલ્પાંત કરી રોવા લાગી અને બુમ પાડી બોલી કે હાય ! મને કીચકના ભાઇઓ મારવા માટે સ્મશાનમાં લઈ જાય છે. હે મારા પ્યારા બળવાન ગંધર્વ સ્વામી ! મારી રક્ષા કરો.

દ્રૌપદીનું રૂદન સાંભળી ભીમ તુરત તૈયાર થઈ ગયા. ઝટ વિચિત્ર વેશથી દરવાજાનો રસ્તો છોડી દઈ, દરબાર ગઢની દીવાલ કુદાવી. સ્મશાનની નજીકના મેદાનમાં રસ્તો રોકી ઉભા રહ્યા. વિકટ વેષધારી ભીમ એક વૃક્ષને ઉખાડી લઇ યમરાજ સમાન ક્રોધિત થઇ કીચકના ભાઇઓ ઉપર કુદી પડયા અને સંહાર કરવા લાગ્યા. ભીમની અદ્દભુત શક્તિ જોઇ. લોકો સમજ્યા કે, આ ગંધર્વ છે, જેથી દ્રૌપદી શુદ્ધાં શબને તજી દઈ નગર તરફ નાસવા લાગ્યા, પરંતુ કૃતાંત સમ કોપેલ ભીમસેને ઝાડથી એવો ઝપાટો ચલાવ્યો કે, નાસ્તા લોકોને ધુળ ચાટતા કરી દીધા અને વિક્રાળ નેત્રે દ્રૌપદીનાં બંધન છોડી નાખ્યાં અને કહ્યું કે, જે કોઈ પણ વિના અપરાધે તમોને કષ્ટ આપશે તેના આ હાલ થશે. હવે કોઈ વાતનો ભય નથી માટે શહેરમાં ચાલ્યાં જાઓ એમ કહી ત્યાંથી ગઢની ભીંત કુદાવી અદૃશ્ય થઇ ગયા.



## ઉપ—સંહાર.

જે લોકો કીચકનો અંત્યેષ્ટી સંસ્કાર કરવા ગયા હતા, તેઓએ કીચકના ભાઇઓને મૃત્યુવશ થયેલા જોઇ, વિરાટ નરેશ પાસે જઇ તમામ હકીકત નિવેદન કરી. રાજા આ સમાચાર સાંભળી અને ગંધર્વોનો ઉપદ્રવ સાંભળી ખેદ પામ્યા, ત્યારબાદ કીચક અને તેના ભાઇઓની દહન ક્રિયા કરવાની વ્યવસ્થા કરી, રાણી પાસે જઇ કહેવા લાગ્યા કે,

પ્રિયા : ભાવી મિથ્યા થતું નથી એટલે હવે જે બનાવ બની ગયો તેનો શોચ કરવો વૃથા છે, તેથી કાંઇપણ લાભ થવાની આશા નથી. વિદ્વાનો કહે છે કે, "गतं न शोचामी" પરંતુ હવે ભવિષ્યનો વિચાર કરવાની જરૂર છે જેથી જણાવું છઉં કે, સૈરન્ધ્રી બહુ સૌન્દર્યવતી છે, અને તેમના રક્ષક ગંધર્વો મહા પરાક્રમી છે. જેથી મને મારા રાજ્યનો પણ ભય રહે છે કે કદાચ આફતમાં આવી ન પડે, જેથી મારી ઇચ્છા છે કે, તેને ઘરમાં ન રાખતાં રજા આપી દઈ વિદાય કરો. તે મુજબ રાણીને સમજાવીને રાજા ચાલ્યા ગયા. વાસ્તવિક તો ભીમસેનનું પરાક્રમ જોઇ તમામ પ્રજા દંગ થઈ ગઈ હતી, જેથી દ્રૌપદી જ્યારે સ્મશાનમાંથી પાછી શહેરમાં આવી રસ્તે ચાલી જતી હતી, ત્યારે તેના સામે જોવાની પણ કોઇની હિંમત ન ચાલતી કદાચ દ્રૌપદી કોઇના સામું જુએ તો તે ભયને લીધે નિચું જોઈ ત્યાંથી ચુપચાપ પલાયન થઈ જતા.

આ પ્રમાણે દ્રૌપદી રાજભુવનમાં પહોચી. નાટયશાળા પાસેથી નીકળી તે સમયે રાજકન્યા અને રાજકુટુંબની અન્યબાળાઓ બ્રહન્નલા ( અર્જુન ) પાસે નૃત્ય શિખવા આવી એકત્ર થઈ હતી તેઓએ નિરપરાધિની સૈરન્ધ્રીને સ્મશાનમાંથી કુશળતાપૂર્વક પાછી આવતી જોઇ, હર્ષભેર તેને વીંટી વળી. અર્જુન પણ અજાણ બની પાસે આવી ઉભા, બાળાઓએ દ્રૌપદીને ધન્યવાદ આપ્યો અને કહ્યું કે વાહ ! વાહ ! ઘણુંજ સારૂં થયું કે, તમો ઘોર સંકટમાંથી

મચી જઈ પાછાં આવ્યાં. સાંભળ્યું છે કે, તમારા ઉપર અત્યાચાર કરનાર તમામ માર્યા ગયા છે. સતિઓની સાથે, શ્રીહરિને સહાય રહેવું પડે છે. જો પ્રભુ પતિવ્રતાનું રક્ષણ ન કરે તો પૃથ્વિનો પ્રલય થઇ જાય. સાક્ષાત્ વિષ્ણુને પણ સતિ-વૃંદાના શાપથી પથ્થર ( શાલિગ્રામ ) બનવું પડ્યું. જુઓને જનકતનયા-જાનકીની કોપ જ્વાળામાં રાવણ કુળને ભસ્મ થવામાં કેટલી વાર લાગી? બ્હેનો આ સ્ત્રી જન્મમાં પાતિવ્રત ધર્મથી અધિક કોઈપણ ધર્મ નથી. ધન્ય છે! બ્હેન સતિ સાધ્વી સૈરન્ધ્રીમાને. તમારી ચરણરજથી પણ આ મત્સ્યદેશ પાવન થયો છે. તમારા આ દ્રષ્ટાંતથી અનેક સ્ત્રીઓને ઉપદેશ મળશે. આ પ્રમાણે વાતચીત થતાં દ્રાપદીએ પણ કેટલીક વાતચીત કરી તમામની ભલી લાગણી માટે ઉપકાર માન્યો, ત્યારબાદ અર્જુનને ઉદ્દેશીને કહ્યું કે, ધન્ય છે! બ્રાહન્નલા તમોને કે આ સરળ હૃદયા-ભોળી-ભલી બાળાઓ સાથે આનંદમાં રહોછો. મને જે કષ્ટ વેઠવાં પડે છે, તેથી ઈશ્વરે તમોને વંચીત રાખ્યાં છે. તમો બહુ સારી રીતે રહી શકોછો તેથીજ તમો મને દુઃખી જોવા છતાં પણ હસી હસીને વાત કરોછો.

અર્જુન કહે-સૈરન્ધ્રી! શું કહું? આ બ્રાહન્નલા હૃદય શુન્ય નથી. તે પણ તમારા દુખથી દુખી છે. તે ભુલવાનું નથી. તમો મને કેવળ પશુ તુલ્ય ન સમજો, સત્ય એ છે કે, કોઈ કોઇના મનની વાત જાણી શકતું નથી. માટેજ તમો મારા અંતરના દુઃખને સમજી શકતાં નથી.

આ પ્રમાણે વાતચીત કરી દ્રૌપદી રાણીવાસમાં ગઇ, તેને જોતાંજ રાણી સુદેષ્ણાએ રાજાની આજ્ઞાનુસાર કહ્યું કે સૈરન્ધ્રી ! ગંધર્વોના અત્યાચારથી તમામ પ્રજા ભય પામી ગઈ છે. તેમ ખુદ મહારાજાનું ચિત્ત પણ વ્યગ્ર બન્યું છે. માટે તમારી ઈચ્છા હોય ત્યાં, અને જ્યાં તમો સમાઈ શકો તેમ હોય ત્યાં ખુશીથી જાઓ. અહીં તમારૂં રહેવું અમારે માટે સારૂં નથી. સૈરન્ધ્રી દુ:ખ ન લગાડશો, મારો ઉપાય નથી. રાજાની પણ એજ ઇચ્છા છે. દ્રૌપદી કહે-ઠીક છે. ગંધર્વો તો, વિના કારણ અત્યાચાર કરે છે. બાકી અન્ય મનુષ્યો તો મારી સાથે સારો વર્તાવ કરતાં હશે ? ખેર ! જેમ હો તેમ, પરંતુ મહારાજાએ મારા ઉપર થોડા દિવસ ક્ષમા કરી કૃપા કરવી જોઇએ. ટુંક સમયમાંજ મારા ગંધર્વ પતિ સ્વયં આવી મને આંહીંથી લઈ જશે. સાથે સાથે એ પણ યાદ રાખશો કે એ ગંધર્વો આપના રાજાથી પ્રસન્ન થશે તો, આ રાજ્યનું ઘણુંજ શ્રેય થશે તેમાં સંદેહ નથી. ત્યાર બાદ કેટલોક વિચાર કરી દ્રૌપદીને ત્યાં રહેવા માટે રાણીએ રજા આપી. સન્માનપૂર્વક રાખી. આ પ્રમાણે દ્રૌપદી સહ વર્તમાન પાંડવો રાજા વિરાટને ત્યાં મુદત પુરી થતાં સુધી સુખેથી રહ્યા.

ધન્ય ! પતિવ્રતા ધર્મ પરાયણ સતિ દ્રૌપદી તમારો પ્રભાવ-તમારી માફક આર્યકુલલલના સતિ-સાધ્વી દેવીઓ કરોડો વિપત્તિઓમાં આવી પડવા છતાં પણ સ્વધર્મનો ત્યાગ કરતી નથી. સતિ સન્નારીઓ સાથ યદિ કોઈ નિંદ્ય

પુરૂષ કુત્સિત વ્યવહાર કરવા તૈયાર થાય છે, તો તેને તેના પાપનું ફળ પવિત્ર ન્યાયકારી કારૂણિક પ્રભુ તુર્તજ અવશ્ય આપે છે. શું ! અમારી આર્ય બ્હેનો, તથા યુવાન પુરૂષો આ લઘુ-લેખથી સ્હેજ પણ ઉપદેશ ગ્રહણ કરશે ?

આ દાખલા ઉપરથી વાંચક સમજી શકયા હશે કે, ધર્મનિષ્ટ પુરૂષો વિપત્તી આવતાં છતાં પણ કર્તવ્ય પથથી વિચલિત ન થતાં સત્યતા ઉપર દ્રઢ રહે છે, અને તેથી અંતમાં આનંદ ભોગવે છે, તથા દુષ્ટ-પાપી અને કૃતઘ્ની માણસો અનેક પ્રકારનાં કુકર્મ દ્વારા પોતાનું કાર્ય સાધવા ચાહે છે, પરંતુ અંતમાં તેની કેવી દુર્દશા થાય છે, અને ભુંડે હાલે મરે છે ?

પ્રિય વાંચક ! ભાઇઓ અને બ્હેનો, આમાંથી તમારી બુદ્ધિ અનુસાર બોધ ગ્રહણ કરી વર્તન કરવા તત્પર થશો તો આ લેખક પોતાનો શ્રમ સાર્થક થયો માની આભારી થશે. અંતે બુદ્ધિપ્રેરક પરમાત્મા સર્વેને સદ્બુદ્ધિ આપી સન્માર્ગે પ્રવર્તાવો.—અસ્તુ.

સત્યમેવ જયતિ સદા, જય માનો જહું ધર્મ;
અવશ્ય પ્રાણી ભોગવે, કિધેલાં જે કર્મ.

મુ. ડાગરેટી તા. ૨૫-૧૦-૨૨ બુધવાર.

લી. ભવદીય.

નરસિંગદાસ ભાણજીભાઈ.

બ્રાહ્મણ.

# "તીર્થયાત્રાનો હેવાલ."

## ( ખાસ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોને માટે. )

સમસ્ત આર્યાવર્ત્ત ( ભારતવર્ષ—હિન્દુસ્તાન ) માં આવેલાં વૈષ્ણવ સમ્પ્રદાયનાં સઘળાં તીર્થયાત્રાનાં સ્થળોનું વર્ણન, ત્યાં ઉતરવાનું સાધન, રેલ્વે સ્ટેશન, સ્ટીમર, પગ રસ્તાની માહીતી, ત્યાં યાત્રાનાં સ્થળો, મંદિરો કેટલાં છે. કયાં કયાં છે તેની હકીકત, શાસ્ત્રો—પુરાણોમાં આપેલું તેનું માહાત્મ્ય, પ્રાચીન ઐતિહાસિક ને પૌરાણિક હકિકત, હાલની જાણવા જેવી માહીતી. તીર્થોનાં ચમત્કારિક વૃતાન્ત, ત્યાં મંદિરોમાં બિરાજતા શ્રીઠાકોરજી ક્યાંથી પ્રાપ્ત થયા, કોણે સેવ્યા, કોણે સેવા કરેલી, કોને માથે બિરાજે છે, ત્યાં શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી આદિની બેઠકો છે તેની સમ્પૂર્ણ માહીતી, યાત્રાળુઓને માટે પ્રત્યેક સ્થળમાં કેટલી સગવડ છે, પડતી અગવડ માટે શું ઉપાય શોધવા, ત્યાં ગયા પછી યાત્રાળુઓનું કર્ત્તવ્ય, ચોબા—ગોર—બ્રાહ્મણો સાથે કેવી રીતે વર્તવું ખાસ કરીને વૈષ્ણવ બન્ધુઓનો **શ્રીનાથજી અને વ્રજચોરાશી કોશની પરિક્રમા કરવાનો હેતુ.**

વ્રજયાત્રા, ૮૪ કોશની પરિક્રમાનાં સઘળાં નાનાં મોટાં તીર્થો, સ્થળો—કુંડો વગેરેની ઉત્પત્તિ—માહાત્મ્ય, ભાવના વગેરે સમ્પૂર્ણ માહીતી અમોએ ત્રણ વખત વ્રજ પરિક્રમા કરી શોધન કરી દાખલ કરી છે.

આ પુસ્તકમાં નીચે મુજબ પ્રકરણો રાખવામાં આવ્યાં છે.

મંગલાચરણમાં—બોધદાયક ભક્તિની વૃદ્ધિ—પ્રીતી ઉત્પન્ન થાય તેવા શ્રીમદ્‌ભાગવત, ગીતા, પુરાણોમાંના શ્લોકો તેની ટીકા સાથે આપ્યા છે.

પ્ર. ૧ ભારતવર્ષની રૂપરેખા, પ્ર. ૨ યાત્રાનો ઉદ્દેશ ને તેના હેતુ, પ્ર. ૩ યાત્રાળુઓને ખાસ ઉપયોગી સુચના, પ્ર. ૪ શ્રીમદ્

વલ્લભાચાર્યજીનું ટૂંક જીવન વૃતાન્ત, પ્ર. ૫ મુંબઇથી આણુંદ અને વડોદરાથી ગોધરા સુધી, પ્ર. ૬ આણુંદથી અમદાવાદ, કપડવંજ, પ્ર., અમદાવાદથી વિરમગામ, પ્રાંતીજ, શ્રીકોટયર્કજી, શ્રીશ્યામળાજી, ધોળકા. પ્ર. ૮ આણુંદથી માવલી–ડાકોર, અશીણા, ગોધરા, ચીતોડ, માવલી. પ્ર. ૯ શ્રીનાથદ્વારા, કાંકરોલી, ઉદેપુર, શ્રીએકલીંગજી, (મેવાડ) પ્ર. ૧૦ અમદાવાદથી અજમેર ( કડી, વિસનગર, ખેરાળુ, સિદ્ધપુર, આબુ) પ્ર. ૧૧ માવલીથી મથુરાં ( પુષ્કરરાજ, કીસનગઢમાં શ્રીમહાપ્રભુજીના પ્રાચીન ચિત્રજી બિરાજે છે તેનો ઇતિહાસ ) પ્ર. ૧૨ કાઠીયાવાડ અને કચ્છ. પ્ર. ૧૩ ઉજ્જન, બુંદી, કોટા, જોધપુર, બિકાનેર, જેસલમેર, સિંધ, પંજાબ ને હરદ્વાર. પ્ર. ૧૪ મથુરા–વ્રજપરિક્રમા–વ્રજભુમીનો ભાવ, શ્રીહરિરાયજી વિરચિત **बहिर्मुखत्व निरूपणग्रन्थ** ટીકા સાથે "**बहिर्मुखत्वनिवृत्तिः** ટીકા સાથે, વ્રજયાત્રાનું માહાત્મ્ય, ૮૪ કોશ પરિક્રમાનાં ધામો: ગિરિરાજ, કામવન, બરસાના, નંદગામ, વૃન્દાવન, શ્રીદાઉજી, શ્રીગોકુલ વગેરે દોઢ મહીનાની પરિક્રમા કરવામાં આવતાં તમામ સ્થળોની સંપૂર્ણ માહીતી. પ્ર. ૧૫ ઉત્તર હિન્દુસ્તાનની યાત્રા. પ્ર. ૧૬ મથુરાથી કાશી, અયોધ્યા અને કલકત્તા. પ્ર. ૧૭ મુંબાઇથી નાશક, ત્રંબક, શ્રીચંપારણ્ય થઇ શ્રીજગન્નાથપુરી. પ્ર. ૧૮ શ્રીજગન્નાથજીથી રામેશ્વર. પ્ર. ૧૯ રામેશ્વરથી મુંબાઇ. તામ્રપર્ણી, તોતાદ્રિ, પદ્મનાભ, જનાર્દન, મલયાચલ, શ્રીરંગજી, પંપાસરોવર, વિદ્યાનગર, કૃષ્ણાનદી, પંઢરપુર, શ્રી વિઠ્ઠલનાથજી, પુના, મુંબાઇ. પ્ર. ૨૦ ઉપસંહારમાં યાત્રાનાં સ્થળોએ જવાને માટે રેલ્વે સ્ટેશનનો રસ્તો જંકશન વગેરેની સમ્પૂર્ણ માહીતી વાળો.

કીંમત રૂ. ૩–૦–૦ ત્રણ રૂપીઆ.

---

## श्रीमद्गोस्वामी महानुभावी श्रीहरिरायजी विरचित

# ॥ बडे शिक्षापत्र ॥

આ ગ્રન્થ મુળ શ્લોક સાથે શબ્દાર્થ તથા વિસ્તૃત વિવેચનપૂર્વક શુદ્ધ ને સરળ ગુજરાતી ભાષામાં તેમજ શ્રીમદ્ ભાગવત, ગીતા, શ્રુતિ સ્મૃતિ, ષોડશ ગ્રન્થો, વિજ્ઞપ્તી, ગીતગોવિન્દ અને અન્ય પુરાણોના પ્રમાણો, દૃષ્ટાન્તો સિદ્ધાન્તો સાથે ટીકા કરી ભક્તિમાર્ગનું સમર્થ પ્રતિપાદન કરી બતાવ્યું છે.

**આવા પ્રકારની ટીકા શિક્ષાપત્ર ઉપર ગુજરાતી ભાષામાં અત્યાર સુધીમાં થઇ નથી એવું ઉત્તમ પુસ્તક છે.**

આ ગ્રન્થ રચી મહાનુભાવી શ્રીહરિરાયજીએ વૈષ્ણવોને ઉત્તમ પ્રકારનો બોધ, ભક્તિનું સ્વરૂપ, સેવાની ભાવના, શ્રીપૂર્ણપુરૂષોત્તમપ્રભુના સ્વરૂપનું જ્ઞાન-ભાવના, સેવા કેમ કરવી સેવાના પ્રકાર, વિવેક, ધૈર્ય, આશ્રય, અનન્યતાની ભાવના (અન્યાશ્રયથી બચવાના ઉપાય)' શરણ મન્ત્રનીભાવના, નિવેદન મન્ત્ર (બ્રહ્મસમ્બન્ધની ભાવના, શ્રીઠાકોરજીની કુંજ-નિકુંજાદિની, નિત્યલીલાની ભાવના, રાસલીલાની ભાવના, વગેરે વૈષ્ણવોને ભક્તિમાર્ગ-પુષ્ટિમાર્ગમાં જે કંઇ જાણવાની-સમજવાની જરૂર છે તે વગેરે આ પુસ્તકમાં તેનું નિરૂપણ કર્યું છે.

વળી ગ્રન્થકર્ત્તા શ્રી હરિરાયજી મહાપ્રભુજી તથા તેમના ભાઇ શ્રીગોપેશ્વરજી (કે જેમના માટે આ ગ્રન્થ રચાયો) તેમના સુન્દર ફોટા આપવામાં આવ્યા છે, સ્વદેશી ખાદીનું પુંઠું કરવામાં આવ્યું છે. સ્ત્રીઓએ તો ખાસ અવકાશના વખતમાં વાંચવા યોગ્ય છે. ન્યો. રૂા. ૪-૦-૦ ચાર રૂપીઆ.

# શ્રીમદ્ભગવદ્ગીતા.

શ્રીમદ્ ભગવદ્ ગીતા એ શ્રીકૃષ્ણ ભગવાને વેદ અને ઉપનિષદો-
થી દોહન કરી કાઢેલો ભક્તિ રસામૃત કલશ, સર્વ વેદાનુયાયી
ાચાર્યોને પ્રમાણ, અને વેદવિરોધીઓના પણ તત્વ વિચારને સંમત,
રંતર પઠનીય છે. વળી હજારો પંડીતોએ આ ગીતા ઉપર અનેક
ંવ ભાષ્યો કર્યાં છતાં પણ તત્વ વિચારનો પાર પમાયો નથી એવો
ા સમર્થ આ ગ્રન્થ છે તેના ઉપર પૂર્વે થઇ ગયેલા શ્રીગોસ્વામી
લકોએ तत्वदीपिका અને "अमृततरङ्गिणी" એમ બે
કાઓ સંસ્કૃતમાં કરેલી છે. તેથી ઉક્ત ટીકાઓના આશય સાથે
ત્માણ વિવેચન પૂર્વક આ ગીતામૃત તત્વોનું ભાષાન્તર સુપ્રસિદ્ધ
ાક રા. રા. નાનુલાલ નારણદાસ ગાંધી એમ. એ. એલ.
લ. બી. ની કસાયલી કલમથી લખેલું છે. કીં. રૂ. ૨-૮-૦

# ૮૪ વૈષ્ણવની વાર્તા. ( આવૃત્તિ ૨ જી. )

( અક્ષર આ લાઇન જેવડાજ મોટા ) મોટા અક્ષરથી
ાવી છે. તેમજ તેમાં ઘણા પ્રાચીન ગ્રન્થો જેવા કેઃ—'શ્રીવલ્લભચરિત્ર,
વસિન્ધુ, પંચામૃત, કીર્તન રત્નાકર, ષોડશગ્રન્થો, શિક્ષાપત્ર, ભગવદ્
તા વગેરે ગ્રન્થોમાંથી શોધ ખોળ કરી કેટલીક ઐતિહાસીક હકીકત,
ાન્તો તેમજ તે વૈષ્ણવો માટેની આપેલી વાર્તાની વધુ હકીકત દાખલ
ી છે. જેથી અત્યાર સુધીમાં આવા વાર્તાનું પુસ્તક કોઇ પણ ઠેકાણે
ાવામાં આવ્યું નથી તેવું છે. આ વાર્તા માટે અમોએ ખાસ વ્રજયાત્રા
ી તથા કાઠીયાવાડની મુસાફરી કરી કેટલીક પ્રાચીન હકીકત શોધન
ી દાખલ કરી છે. કીંમત ફક્ત અઢી રૂપીઆ રાખી છે.

